૬૫૩

# અશો જરથોશ્ત,

## તેની દીન તથા અસલ ઈરાન વતન.

લખનાર,

**પદમજી સોહરાબજી મનચેરજી જોશી.**

મુંબઈઃ
વર્તમાન પ્રેસમાં છાપી છે.
ચંદનવાડી નંબર—૧૪૧.

કીમ્મત આના ૭.

યજદેજરદી સને ૧૨૬૭
ઈસવી સને ૧૮૯૮.

૫૪૭૩

# અશો જરથોસ્ત,

## તેની દીન તથા અસલ ઇરાન વતન.



લખનાર.

**પદમજી સોહરાબજી મનચેરજી જોશી.**




મુંબઇ:

વર્તમાન પ્રેસમાં છાપી છે.

ચંદનવાડી નંબર—૧૪૧.

કીમ્મત આના છ.

યજદેજરદી સને ૧૨૬૭

ઇસવી સને ૧૮૯૮.

# દીબાચો.



આ ચોપડી લખવાનો મારો મુલ હેતુ એ છે કે મારી ઉમ્મરના સ્કુલ અને કોલેજમાં શીખતા ઉધરતા જવાનો, કે જેઓ મોટી અને લંબાણ ધર્મ સંબંધી ચોપડીઓ વાંચતાં કંટાળો ખાય છે, તેમની સનમુખ એક કલાકના અરસામાં પુરી થાય એવી ચોપડી રજુ કરવી, અને જેમાં એવી બાબદો સમાવવી કે જે વિષેનું વધુ જાણવાની તેમને ઉલટ થાય, અને તે ઉલટના માર્યા તેઓ ધર્મ પુસ્તકો ખોળે અને તેમાં શોધ કરે તો આયન્દેહ જરથોશ્તી કોમને મોટો ફાયદો થાય. જો કે હું ખરેખરી મુળ બાબદથી થોડો વેગલો ગયો છું, પણ નમનતાઈ પુર્વક જણાવવાની રજા લઉં છું કે વચ્ચે વચ્ચે એવી એવી બાબદો ગુસારવાથીજ ઉધરતા જુવાન્યાઓને એકનીએક બાબદ વાંચતા કંટાળો ન આવે.

જો જરથોશ્તી આલમ તરફથી આ કેતાબને ઘટતો આસરો મળશે તો જુવાન્યાઓ પોતીકી મેલે પોતાના ધર્મની પવિત્ર જબાનનો અભ્યાસ કરી શકે, તે માટે હું "The Avesta Primer" નામની ચોપડી થોડા વખતમાં કહાડવાનો વિચાર રાખું છું.

મુંબઈ, ગ્રાંટરોડ, તા૦ ૧૬ મી એપ્રીલ ૧૮૯૮.

લા૦ સેવક,

**પ. સો. મ. જોશી.**

**તા. ક.** કેટલીએક છપાયલી ચોપડીઓનો મેં આસરો લીધો છે. અને આ કેતાબ લખવાની મુલ મતલબ એજ છે કે જરથોશ્તી ધર્મ જ્ઞાનની ખાહેશ રાખનારાઓને તેમાં એક વખત "ઇન્ટ્રોડયુસ" કરી આપવા એટલે તેમને એક વખત બરાબર હાર પાડી આપવા, કે પછી જો તેમને ઉમંગ હોય તો પોતાની મેળે ધર્મ અભ્યાસ આગળ ચાલુ કરે, તે કારણસર મુલ બાબદથી કેટલીક વેગલી વીગતોનો અંદર સમાવેશ કરવામાં આવ્યો છે.

# અશો જરથુશ્ત, તેની દીન તથા અસલ ઇરાન વતન.



આ નામાંકીત નર ઇરાન દેશમાં આવેલા જબ્બાર નામના પાહાડમાંથી વહેતી દરેજી નદીને કિનારે આવેલાં એરિનાવએજો નામનાં શેહરમાં જન્મ્યો હતો. એના બાપનું નામ પોરૂશસ્પ અને એની માયનું નામ દોગદો હતું. જોકે એની ઓલાદ અને એના વંશ વિશેનાં નામો અવસ્તામાંથી આપણને મળી આવે છે, તોપણ એની માતાનું નામ અવસ્તામાંથી કેથે મળતુ નથી. પણ પાછલી તવારીખ અને લખાણપર જેટલો મુકવો જોઇએ તેટલો ભરૂસો મુકી આ હું કે જરથોસ્તનામું લખવાનું શરૂ કીધું છે. બાકી બીજો તમામ આધાર અવસ્તાપરજ રાખ્યો છે. એને ત્રણ છોકરા હતા, જેઓનાં નામ એશદવાસ્તર, ઉરવત્તતનર, અને હવરેચિથ્ર (ખુરશેદ ચેહેર) હતાં. તથા એને ત્રણ છોકરીઓ પણ હતી, જેમનાં નામ ફ્રેની, થ્રિતી અને પોરૂચિસ્તી કરીને હતાં. એના કાકાનું નામ અરાસ્પ હતું અને એ અરાસ્પ અને પોરૂશસ્પ કે જે જરથોસ્તનો બાપ, તેઓ એ નવા જરથોસ્તની દીનથી દુર રહયા હતા અને આગલા "પોઇર્યોતકેશી મજહબ" પ્રમાણે ચાલતા હતા. અરાસ્પને ત્યાં એક બેટો હતો જેનું નામ મઇદયોમાહ હતું અને એને ત્યાં એક બેટો અવતર્યો હતો જેનું નામ અશસ્તુ હતું. એ બંને બાપ દીકરા લોકોને ધર્મ સમજાવવામાં અશો જરથુસ્તને ઘણાજ મદદગાર થઇ રહયા હતા. અશો જરથુસ્તની ઓરતનું નામ હવોવી હતું, અને એ બાનુંના સગાંઓ જામાસ્પ અને ફરશોસ્ત્ર નામના હતા તેઓ પણ મઇદયોમાહ અને અશસ્તુ માફક જરથોસ્તને મદદ કરતા હતા. એ ભલા પેગામ્બરે ઇરાન દેશના પાદશાહ ગુશતાસ્પના વખતમાં પોતાની દીન જાહેર કીધી. પોતાની પવિત્રાઇ અને સચ્ચાઇથી જરથોશ્તે ગુશતાસ્પ પાદશાહને નવી દીન કબુલ કરાવી અને સાથે લાગી તેની રાણી હુતોક્ષી અને તેનો છોકરો અશફંદયાર અને પાદશાહનો ભાઇ જરીર પણ એ દીનપર મુસ્તકીમ થયાં. હવે તે વેળાએ ત્રણ નામીચાં ખાનદાનો હતાં, તેમાં (૧) સ્પિતમ, (૨) નોદર, (૩) હવોવ. એમાંનાં પહેલાં ખાનદાનમાં નામીચા પુરૂશોમાં જરથુસ્ત પોતે અને એના કાકાનો દીકરો અને તેનો દીકરો હતા. બીજાં ખાનદાનમાં નામાંકિત પુરૂશો શાહ ગુશતાસ્પ, અશફંદયાર, જરીર અને બાનુ હુતોક્ષી કરી હતાં. અને ત્રીજામાં બાનુ હવોવી,

અને ૪રશોસ્ત્ર અને જામાસ્પ, એ બે ભાઇઓ કે જેઓ ગુશતાસ્પના વજીર ગણાતા હતા. અશો જરથુસ્તનું ખાનદાન શહેનશાહ ફરેદુનથી હતું. ફરેદુનનું રાજ્ય ઘણા બહોલા વિસ્તારવાલું હતું. આપણા બહાદુર બાપદાદાઓ એવું કિર્તીવંત રાજ્ય ભોગવી ગયા તે માટે આપણ જરથોસ્તીઓ મગરૂર નહી થશું તો બીજું શું કરશું? દીનકર્દમાં ફરેદુનને ખોનેરસનો સાહેબ કહેલો છે એટલે એકલા ઇરાન દેશનો નહીં પણ તેની બહારના પણ મુલકોનો માલેક. પણ જરથોસ્તનો વંશ ફરેદુનથી અને ફરેદુનનો વંશ ગયોમર્દથી, કે જે અસલી ઇરાનમાં પેશદાદયાન ટોલાનો પેહલો પાદશાહ હતો અને જેના વખતમાં હજુ ઘસારાથી આતશ કેમ પેદા થાય છે તેપણ માલમ નહોતું એવા છેક ઘણાજ અસલી જમાનાના શહેનશાહ, સાથ હતો. માટે જરથોસ્તનો વંશ પણ ગયોમર્દની પેહેડીથી ઉતરી આવેલો અમો નીચે તેના બાપદાદાઓનાં નામ સાથ આપીએ છીએ :—

જરથુસ્ત, પોરૂશસ્પ, પેતેરસ્પ, ઓર્વદસ્પ, હેચદસ્પ, ચક્ષનોશ, પેતેરસ્પ, અર્જદસ્પ, હરદાર, સ્પીતમાન, વેજશને, અજીમ, રંજશને, દોરાશરૂન, મીનુચેહેર, એરચ, ફરેદુન, આથવીયાન, વીઅંઘાંન, તેહમુરસ્પ, હઓશંગ, શયાંમક, ગયોમદ.

અશો જરથુસ્તનો જન્મ ફરવરદીન મહીનો અને ખોરદાદ રોજને દહાડે થયો હતો, કે જે દહાડાને આપણ ખોરદાદસાલ કરી કહીએ છીએ. એ દહાડો અસલ ઇરાનમાં ઘણા ઠાઠમાઠથી ઘણાજ મોટા તહેવાર તરીકે પલાતો હતો, કાંય જે એ દહાડે ઇરાનની તવારીખને લગતા ઘણા જાણવા જોગ બનાવો બન્યા હતા તે અનુક્રમે નીચે આપયે છીએ :—

૧.—ગયોમર્દ નામનો અસલી ઇરાનનો પેહલો પાદશાહ જન્મ પામ્યો. ૨—પેશદાદ ખાનદાનનો હોશંગ પાદશાહ પેદા થયો. ૩—તેહેમુરસ્પ જેને "દીવબંદ" કહેતા હતા તેણે હારેમન તથા દેવોને જેર કીધા. ૪—ફરેદુને પોતાની પાદશાહી પોતાના ત્રણ દીકરાઓ વચ્ચે વહેંચી આપી. ૫—સામ નરીમાને એક જબરદસ્ત દેવને માર્યો. ૬—કેખશરૂ પાદશાહે અફ્રાસીયાબને માર્યો. ૭—કેખશરૂ પાદશાહ પોતાનું તખ્ત છોડીને ગોશ્નેનશીન થયો. ૮—પેગામ્બર જરથુસ્ત સાહેબ જન્મ પામ્યા. ૯—હજરત જરથોસ્ત સાહેબને દાદાર અહુરમઝદની તરફથી દીનની આગાહી તથા પેગામ્બરી મલી. ૧૦—ગુશતાસ્પ પાદશાહે જરથોસ્તી દીન કબુલ કીધી, ઇત્યાદી.

જરથુસ્તના નામના અર્થો વીદવાનોએ ઘણા કર્યા છે તેમાં એક પીલું અથવા બુઢું ઉંટ રાખનાર થાય છે. એપરથી કંઇ આપણે ગુચવાડામાં નહિ પડતું, કારણકે તે અસલી જમાનામાં જેમ હાલમાં જુદી

જુદી વસ્તુઓપરથી નામ આપવામાં આવે છે, જેવાં કે હીરાજી, માણેકજી; જો કે તે બચ્ચું કાંઇ હીરો કે માણેક હોતું નથી, તેમ તે જમાનામાં પસુ વગેરે જાનવરોપરથી નામ આપવામાં આવતાં હતાં. વળી મારે જણાવવું જોઇએ કે તે વેલાએ માણુસોની દોલતજ પસુ, ઢોરો હતી, કે જેમ હાલમાં કેટલાકોની દોલત હીરા માણકમાં અંકાય છે, અને લેટીન ભાષામાં જે Pecuniary બોલ છે તે પણ એ બોલપરથીજ આવેલો છે. તે જમાનામાં બીજા પણ ઘણા માણુસોનાં નામ પસુઓપરથી પડેલાં છે, જેમકે પોરૂશસ્પ એટલે પુરતા ઘોડા ધરાવનાર, અરેજતઅસ્પ એટલે કિમતી ઘોડા ધરાવનાર, કેરેસાસ્પ એટલે કાલો ઘોડો (ધરાવનાર.)

જરથુસ્ત ઘણોજ ભલો અને સૌથી પવિત્રમાં પવિત્ર મરદ હતો. અત્યાર સુધી દુન્યામાં કોઇ એના જેવો ભલી ખાસ્યતનો, સાચ્ચો, ચાલાક, ઘણોજ હોસ્યાર, બાહોશ અને પરોપકારી મરદ થઇ ગયો નથી, હાલમાં છે પણ નહીં અને હવે પછી થશે પણ નહી. જો જરથુસ્ત જનમ્યો નહી હતે તો આજે દુન્યા ઘણી અંધકારમાં રહી હતે, જ્ઞાન શું તે લોકો જાણતે પણ નહીં. હું જરથોસ્તી હોઇને જરથોશ્તની વખાણ કરૂં તે કદાચ શકમંદ લાગે, માટે મહા મહા વિધ્વાનોનાં મત જરથોસ્ત અને તેની લાવેલી જરથોસ્તી દીન વિષે નીચે ટાંકી બતાઉં છું. ઘણી મોટી મગરૂરી તો આપણને એમ લેવાની છે કે તે તમામ વિધ્વાનો જુદા જુદા ધર્મના છે, આપણા ધર્મના નથી. મોટા મોટા પ્રોફેસરોને મોંઢે જરથોસ્તી દીનની કેટલી તારીફ થાય છે અને તેમનાં કાબેલ ભેજાંમાં એને વાસ્તે કેવા ઉત્તમ વિચારો પ્રગટી નીકળે છે તે હેઠળ જણાવવાની રજા લઉંછું: —

"લંડન ટાઇમ્સ" ના તારીખ ૨૫ મી ડીશેમ્બર ૧૮૬૭ ના અંકમાં તેનો કાબેલ અધિપતી કહે છે કે "જો "મેરેથોન" અને "સાલેમીસ"ની મોટી લડાઇઓમાં ઇરાનના આગલા પારસીઓના પાદશાહઓની હાર નહિ થઇ હતે તો પારસીઓની "હોરમઝદી દીન" એટલે એકજ ખુદાને માનનારી "યઝદાં પરસ્ત" દીન આજ આખી પૃથ્વિના તમામ સુધરેલા મુલકોમાં પંથરાઇ ચુકી હતે, અને દુન્યામાં તમામ સુધરેલા ટોલાઓમાં એ ધર્મ પાયદાર થયો હતે."

"સેમ્યુલ લેંગ" નામનો મહા વીદવાન કહે છે કે "દેખાતું છે કે કોઇપણ ધર્મ શાસ્ત્રમાં નહિં હોય એવો સંપુર્ણ અને સઘલો સમાવેલો કોડ, નીતીને તેમજ આબાદીને લગતો, જરથોસ્તી ધર્મમાં છે. બુધિસ્ત, યાહુદી અને ખ્રિસ્તી ધર્મમાં જે સર્વથી શ્રેષ્ટ છે અને ઘણું વખણાય છે તે સઘલું આ પુરાણા અને બુલંદ જરથોસ્તી મજહબમાં સમાઇ જાય છે. જરથોશ્તી

ધર્મની એક બીજી વિખ્યાતી ભરેલી ખુબી એ છે કે જાનવરો તરફ ખાસ કરીને માયા રાખવી, તેમને ભુખમરાથી યા બીનજરૂર કતલથી ક્રુરતા બત લાવનારને પાપી ગણેલા છે."

૧૯ મી સદીમાં ઈગ્લિંડની એક "બોર્ડ ઓફ હેલ્થ" પોતેજ કબુલ કરે છે, તે એ છે કે, "પાણીમાં અપવિત્ર ચીજ નાખીને નદીઓને બગાડવી નહીં. દેખાઇતું છે કે આ સાદા અને બુજ્રોર્ગ ધર્મને આપણે ગમે તે નામથી બોલાવ્યે, તોપણ તે એવો છે કે આજના વખતની સર્વથી સરસ ફીલસુફી, જલદીથી એજ ધર્મની નજદીક આવતી જાય છે."

મારા હમદીન વહાલા જરથોસ્તીઓ, એમાં કાંઇ પણ અચરત થવા જેવું નથી, કારણ કે આપણા ધર્મમાં જણાવ્યા પ્રમાણે અહુરમઝદે જરથુસ્ત સ્પિતમને નીચલા સખુનો કહયા હતા :—

"સૃષ્ટીમાં તારા કરતાં કોઇ પણ બીજો વધારે સારો મને દીસતો નથી. ઓ ખાલેસ! તારેજ ખાતર મેં આ પૃથ્વી બનાવી છે. સઘલા મુલકોમાં તુંજ મારો પસંદ કીધેલો પેગામ્બર છે. દરેક મુલકની પ્રજા ઇચ્છે છે કે તેઓ તારી કનેથી એક સારો ધર્મ મેલવે, ગરોથ્માન (સર્વથી સરસ બેહેસ્ત) પામે, અને પોતાના આત્માનું તારણ કરે."

પ્રોફેસર યુજેન વીલહમ પોતાનાં એક લખાણમાં જરથોસ્તી ધર્મ પુસ્તકમાંથીજ સાબેતી આપે છે તેનો તરજુમો નીચે પ્રમાણે છે :—

"જરથુસ્ત પોતાની આગાહી માટે અહુરમઝદને એકલાને આભારી હતો. જે ધર્મ સંબંધી ફતવાઓ અને ફરમાંનો માટે તે વાએજ કરે છે તે ઇશ્વરનો વચન છે. તેમાંથી કાંઈ પણ કહાડી નાખવાની અથવા પોતાની તરફથી કાંઈ પણ વધારો કરવાની તેને સત્તા નથી."

હવે ઉપલા ફકરાપરથી સાફ માલમ પડે છે કે જ્યારે જરથોસ્તી ધર્મ ખુદ ખુદાનો પોતાનો શીખવેલો છે ત્યારે જરથોશ્તી ધર્મની કાંઈ પણ ખાંમી કે ખાંપણ કહાડવી અથવા એવું કહેવું કે એ ધર્મ તદન ખરો અને પુરેપુરો નથી, તો તે ગોયા ખુદ પોતાના પેદા કરનાર ઇશ્વરની બદગોઇ અને તેને અપમાન કરવા બરોબર છે.

લૉર્ડ બાઇરન જે ૧૭૮૮ થી ૧૮૨૪ સુધી એટલે ઈગ્લિંડના રાજા જ્યોર્જ ત્રીજા અને ચોથાના રાજયમાં એક મહાન કવી થઇ ગયો તે કેહે છે કે,

"જરથોસ્તે જબરા ભરમ ભેદાના પરદા ખસાડી નાંખી આપણી નજરને તદનજ રાસ્ત અને ખરી બનાવી ખુદાઇ રાહો ખુલ્લા બતાવ્યા છે. તેના દરેક કલામ (યાને જરથોસ્તી ધર્મ પુસ્તકો) વાંચતાં અથવા જાણતાં દીલ પાક

બની આપણને પાપી બનવાની દહેશત એકદમ નીકલી જાય છે. તે જે શીખવી ગયો છે, તે ખુદાઇ રાસ્તી અને પવિત્રાઇ છે."

"થીઓસોફીકલ સોસાયતી" નો પ્રમુખ "કર્નલ હેન્રી એસ. આલકોટ" કહે છે કે "જરથોસ્ત પવિત્ર ગેબી વિદ્યાથી વાકેફગાર હતો. દુન્યામાં પહેલ વહેલો સુધારાનો પાયો નાંખનાર તે જરથોસ્ત હતો."

"મી૦ જેમ્સ ફ્રીમેન કલાર્ક" નામનો અંગ્રેજ વિદવાન કહે છે કે, "જાણીતા કવીઓ, ગ્રંથકારો, જેવાકે શેકસપીયર (કે જેનાં લખાણો અંગ્રેજો ફકત પોતાનાં ધર્મ પુસ્તક "બાઇબલ" થીજ ઉતરતાં માને છે) મીલ્તન, લૉર્ડ બાઇરન, થોમસ મુર, જે જે નશીહતો, વાર્તા રૂપી નાટકો, કવિતા વગેરેમાં કરી ગયા છે તેમાં બેહસ્ત અને દોજખના દેખાવો, ખુદા તથા શેતાન વચ્ચે ચાલેલી લડાઈના બનાવો, જે તેમનાં પુસ્તકોમાં વર્ણવવામાં આવ્યાં છે તે બધું જે જરથોસ્તના ધર્મમાં નેકી અને બદીની હરીફાઇને લગતા વીચારો છે, તે યાહુદીઓ મારફતે ખ્રીસ્તી ધર્મે જો જરથોસ્તી ધર્મમાંથી ઉછીકા લીધા નહી હતે તો આવા સરસ ગ્રંથો કદીબી હસ્તી ભોગવતે નહી. માટે તમામ ગ્રંથકારો જરથોસ્તને આભારી છે."

મારા હમદીન વહાલા જરથોસ્તીઓ, તમારી ખાતરી થઇ ચુકી હશે કે આપણો ધર્મ કેવો બુલંદ, મોતેબર, અને અશો છે. પણ હવે જરથોસ્તના સખુનો થોડા ટપકાઉં છું. અશો જરથોસ્ત કહે છે કે, "જ્યાં સુધી મારામાં શરીરને લગતું કૌવત છે અને મનની મજબુતાઇ છે ત્યાં સુધી હું સચ્ચાઇ શીખવવાની કોશેશ કરીશ."

દુન્યામાં તમામ શીલસુફો અને દાનાવોમાં સૌથી પેહેલામાં પેહેલો દરજ્જો ધરાવનાર તે અશો જરથુસ્ત કહે છે કે, નીચલા સખુનો તમો અખત્યાર કરજો :—

(મનમાં સર્વનું ભલું ચહાવું, ચોખી દયાનત રાખવી, દયાળુ થવું, સબુરી ધરવી અને સંતોશ રાખવો). એ સઘલા હુકમો "હુમત" એટલે "સારા વીચાર"માં સમાઈ ગયા છે.

(સાચું બોલવું, સાચો કોલ આપવો અને પાલવો, સાચી શાક્ષી પુરવી, મધુર શબ્દો બોલવા, કોઇની ભલામણ કરવી, સારી સલાહ આપવી અને ઉપકાર માનવો). એ સઘલા હુકમો "હુખ્ત" એટલે "સારા વચનો" માં સમાઈ ગયા છે.

૨

(ઉદ્યોગી થવું, પ્રમાણીકપણું રાખવું, પરોપકાર કરવો, અશક્ત માણસોનું રક્ષણ કરવું, ભલાં કામમાં મદદ કરવી, કરકસર રાખવી.) એ સઘલા હુકમો "હુવરસ્ત" એટલે "સારાં કામ"માં સમાઇ ગયા છે.

હવે એ બધાં ફરમાંનોનાં "મા બાપ" હુમત, હુખ્ત, અને હુવરસ્ત છે અને વલી એ ત્રણેનો બાપ "અશોઈ" નામનો બોલ છે, અને ફકત એ "અશોઇ"જ બોલપર જરથુસ્તી ધર્મનો પાયો રચાયો છે.

પેગામ્બર સાહેબે કહયું હતું કે નીચલા દુર્ગુણો તમો છોડી દેજોઃ–(ફંદ, ફરેબ, કીનો, કપટ, જુઠાઇ, જુલમ, બદવીચાર, અહંકાર, ચુગલી, આલસાઇ, મગરૂરી, બખીલઇ, અપ્રમાણીકપણું, બદનજર, ચોરી, ઠગાઇ, લુટફાટ, અપવિત્રાઇ, એવી રીતની આદમજાતને પાયમાલ કરનારી સઘળી બુરી ખસલતોને તમે તજી દેજો,) અને ખુદાની બંદગીમાં રહી ભલો ઉદયોગ કરજો. તમારાં ગામ, મહોલા, શહેર અને દેશમાંથી રોગ, આજાર, મરકી, દુકાળ, તાપ, બલા, આફ્‌ત એ સઘળું તાલવાને માટે તમારી બનતી કોશેશ કરજો.

મારા નેક હમદીન ભાઇઓ, ઉપલા સખુનો અશો જરથોસ્તના છે અને તે સાહેબે ઉપર જણાવેલા દુર્ગુણોને ત્રણ શબ્દો કે જે "દુશમત્ત (ખરાબ વીચાર), દુઝુખ્ત (ખરાબ વચન), દુઝવરસ્ત (ખરાબ કામ)" એમાં સમાવી દીધા છે. પણ એ દુશમત્ત, દુઝુખ્ત અને દુઝુવરસ્તનો બાપ "આસ્મોગી" છે. માટે હુમત, હુખ્ત, અને હુવરસ્તના બાપને અખત્યાર કરવો અને દુશમત, દુઝુખ્ત અને દુઝુવરસ્તના બાપનો ત્યાગ કરવો, એ તે શાહેબનું ફરમાંન છે. ટુંકમાં એમ કે અશોઇ પ્રમાણેજ ચાલવું અને આશમોગી પ્રમાણે નહીજ ચાલવું, એ તે સાહેબના સખુનોનો અરક છે.

હવે હમો નીચે અશોઇનો વંશ બતાવ્યે છીએ. જો કે હમો હમારી મુલ બાબદથી દુર જઇએ છીએ પણ જણાવવાની રજા લઇએ છીએ કે એ બધાં જરથોસ્તનાં ફરમાંનો અને તેના ધર્મની મોતેબરી અને બુલંદી એ તમામ જરથોસ્તનેજ લગતાં છે. વચ્ચે હમો ઈરાન દેશપર પણ શરેહ કરી થોડું લખવા માંગયે છીએ. તેનો ખુલાસો જણાવવાની રજા લઈએ છઈએ કે ઇરાન દેશે જે આપણા પારસી બહાદુર બાપદાદાઓના હાથપર જાહો જલાલી ભોગવી, તેપણ જરથોસ્તી દીનને લીધેજ છે અને તેઓ જરથોસ્તનાં ફરમાંન પ્રમાણે ચાલવાથીજ એવા મોટા પાદશાહો થઇ ગયા છે અને જરથોસ્તીઓ એક ભલી, જોરાવર, અને ઉદયોગી પ્રજા તરીકે ગણાયા છે તે તે કારણસરજ.

અશોઇનો વંશવેલો ( Genealogical Table ) અશોઈ એટલે પવિત્રાઈ, ચોખ્ખાઈ અથવા સફાઈ.

## અશોઈ.

તનની અશોઇ. — મનની અશોઈ.

| હુમત. | હુખ્ત. | હુવરશ્ત. |
| --- | --- | --- |
| મનમાં શર્વેનું ભલું ચાહાવું, ચોખી દયાનત રાખવી, દયાળુ થવું સબુરી ધરવી, સંતોષ રાખવો, વગેરે. | સાચું બોલવું, સાચો કોલ આપવો અને પાલવો, સાચી સાક્ષી પુરવી, મધુર શબ્દો બોલવા, કોઇની ભલામણ કરવી અને સારી સલાહ આપવી, ઉપકાર માનવો, વગેરે. | ઉદયોગી થવું, પ્રમાણીકપણું રાખવું, પરોપકાર કરવો, અશક્ત માણસોનું રક્ષણ કરવું, ભલા કામમાં મદદ કરવી, કરકસર રાખવી, મેહેમાનદારી કરવી, વગેરે. |

હવે આ ઉપરથી માલમ પડશે કે દુન્યામાં તમામ નેકી, નીતી, સચ્ચાઇ, પવિત્રાઈ, ભલાઈ, વગેરે જે જે તમામ સારાં કામો થાય છે તે બધું અશો 'જરથુસ્તે ફકત એકજ બોલ અશોઇમાં સમાવી દીધું છે, માટે મહા મહા વિદવાનો એની તારીફ અને વખાણ ગાય છે.

એનો જમાનો ઘણો પુરાતમ છે. એ એટલાતો પુરાતમ કાલમાં જન્મ્યો છે કે એનું વર્ષ અને એનો સને આજે કેટલો થાય છે એ સાબેત કરવું મુશકેલ છે. જયારે રિગવેદ કે જે હીંદુઓનું મુલ ધર્મ પુસ્તક તે જરથોસ્ત પછી લખાયું અને તેનો સને સાબેત કરવો મુશકેલ પડે છે તો તેની આગમચ જરથોસ્ત અને અવસ્તા ઉત્પન થયા તેનો સને તે કેમ કરીને નકી કહેવાઇ શકાય?

આપણ જરથોસ્તને પેગામ્બર શા માટે કહીએ છઈએ? સઘલા ધર્મમાં સર્વથી પુરાતમ જે આપણો ધર્મ છે તેનો દુન્યામાં પેહેલો શીખવનાર તથા ફેલાવનાર જરથોસ્ત હતો, માટે જરથોસ્ત પેગામ્બર કહેવાય છે. જરથોસ્તે દુન્યાના લોકોની રેહેનુમાઈ કીધી યાને તેઓને ભલો અને સાચ્ચો રસ્તો

બતાવ્યો. જરથોસ્તે સર્વ ભલી ચીજોને પસંદ કીધી અને બુરાઇ તથા બુરી ચીજોને તેણે દુર કીધી. તે એક ઘણોજ ચમતકારીક પુરૂશ હતો. તેની વખાણ જેટલી ગાઇએ તેટલી ઓછી છે. જયારે એક જરથોસ્તી પરવરદીન યસ્ત ભણે છે ત્યારે ભણતાં ભણતાં તે યસ્તના ૯૪ માં પકરા આગળ આવતાં શું બોલે છે? તે પોતાને માટે તેમજ તમામ દુન્યાને માટે મગરૂબી લેછે અને બોલે છે, "ઉસ્તાનો ઝાતો આથ્રવ યો સ્પિતામો ઝરથુસ્રો." એટલે "આપણાં ધનભાગ્ય, આપણને મુબારકબાદી કે આપણ ગુનેહેગાર ખાકી બંદાઓની રેહેનુમાઇને માટે એક અથોરનાન જન્મયો છે કે જેનું નામ સપેંતમાન જરથુસ્ત છે."

.. વળી આપણ દરેક ગેહે પઢયે છીએ તેમાં પણ બોલીએ છીએ કે "અહુરેમ મઝદાંમ અષવનેમ અષહે રતુમ યઝમઇદે, જરથુસ્ત્રેમ અષવનેમ અશહે રતુમ યઝમઇદે." એટલે "અશોઈ (પવિત્રાઇ) ના સરદાર અશો (સાચ્ચા) અહુરમઝદને હમો નમીએ છીએ, અશોઈના સરદાર અશો જરથુસ્તને હમો નમીયે છઈએ." આ ઉપરથી માલમ પડી આવશે કે ખુદા પછી તરતજ જરથોસ્તને ગણેલો છે. કારણ કે એ દરેક ગેહમાં ઉપલાં વાકયો પછીજ અમષાસ્પંદોને યાદ કીધા છે.

હવે અમશાસ્પંદો તે શું તે વિષે હું વિવેચન ચલાઉં છું. જયારે એક મુશ્કેલ બાબદ આવે છે ત્યારે જેમ તેના જુદા જુદા ભાગ કરીને સમજાવવામાં આવે છે કે બરાબર સમજ પડે, તેમ ખુદાની ખુદરતનો ખ્યાલ મનમાં લેવો અને તેને પીછાણવો એબી કાંઇ જેવું તેવું કામ નથી. માટેજ અશો જરથોસ્તે ખુદાનો ખ્યાલ આપવા માટે તેના ૭) ભાગ કરી તેની શકતીઓ અને તેનૂં બુલંદ જોર લોકોને બરાબર સમજાવ્યું. તે સાત. અમષાસ્પંદોનાં નામ નીચે મુજબ છે:—

૧) હોરમઝદ (અહુરમઝદ) મહા જ્ઞાની અને જીંદગી બક્ષનાર.

૨) બેહમન (વોહુમન) ભલું મન, કે જેના આધારેજ આપણ ભલા વિચાર મનમાં લાવી શકયે અને જયારે સારા વિચાર મનમાં આવે ત્યારે સારા સખુન બોલાય પણ, સારા કામ પણ થાય માટે ખુદાને ભલાં મનનો પણ ગણેલો છે.

૩) અરદીબેહેસ્ત (અષવહિસ્ત) સૌથી સરસ અશોઇ. (જુઓ અશોઇ વિષે આગળ ખુલાસો આપેલો છે.)

૪) શહેરીવર (ક્ષથ્રવૈર્ય) સૌથી સરસ પાદશાહ અથવા પાદશાહી. કારણ કે ખુદાતાલા તમામ પાદશાહોનો પાદશાહ છે.

૫) અસપંદાદ (સ્પેન્ત આર્મઇતી) વૃદ્ધિ અને આબાદી કરનાર. ખરેખર દાદાર અહુરમઝદ આબાદી કરનારજ છે. તેમાં શું શક ?

૬) ખુરદાદ ( હઉર્વતાત ) સંપૂર્ણપણું. આપણે જાણયે છીએ કે ખુદા કોઇ પણ બાબદમાં અધુરો નથી. બધી બાબદમાં સંપુર્ણ અને પુરેપુરો છે. તેની શકતી પણ પુરેપુરીજ છે. દયામાં પણ તે પુરેપુરોજ છે, અને એમ દરેકે દરેક બાબદમાં.

૭) અમરદાદ (અમેરેતાત ) અમર્ગી. ખુદાતાલા હમેશ અમર્ગ છે. બાકી બીજું બધું પેદા થયલું કોઇ પણ ચોકશ વખતે ફના તો થાય. પણ ખુદા તો હમેશને હમેશ સુધી રહેશે. 'પેદા તે ફના, ખુદા જાવે દાન.'

હવે એ ઉપરથી સાફ માલમ પડે છે કે ખુદાતાલાની શકતીઓના ભાગ અશો જરથોસ્તે કેવી સરસ સીફતથી કીધા છે ! માટે આપણ કોઇ દહાડેઃ અમશાસ્પંદો યાતો યઝદોની બંદગી નથી કરતા, પણ એકલા ખુદાનેજ પુંજયે છીએ. અમશાસ્પંદો અને યઝદ ફરેસ્તાઓ તો ખુદાતાલાની શક્તિ છે. એ શકતીઓ ગેબી યાને અણદીઠ છે, કારણ કે ખુદાને કંઇ આકાર કે રંગ યા હાથ કે પગ નથી, પણ તે માત્ર બેહદ રોશનીનો એક અખુટ ઝરો છે. અગરજો આપણ હોરમઝદની પેદાયશને પણ નમ્યે તો તેમાં કાંઇ ખોટું નથી. જે પેદાયશો બનાવવામાં માણસનો મુદ્દલ હાથ નહી હોય અને તે નુરાંની હોય તો તેને માન આપવું વાજબી છે. જેવાંકે સુરજ, ચંદ્ર, આતશ, પાણી, રોશણી, ગરમી, ઝાડપાન, હવા, ગોસ્પંદ, વગેરે. પેદા કરનાર ખુદાતાલાએ ગગનમાં એક નહી વર્ણવી શકાય એવો રોશનીનો ગોલો બનાવ્યો, કે જેનાથી આપણુને આખો દહાડો રોશની મલે છે અને વલી રાત્રે પણ ચંદ્ર તેજ ગોલા પાસથી રોશની ઉછીકી લઇ આપણુને આપે છે. અગરચે તે એક નાનો જેવો રોશનીનો ગોલો હતે તો તે વાત જુદી છે, પણ એ સુર્ય તો આપણી પૃથ્વીથી નવ કરોડ ત્રીશ લાખ માઇલ જેટલો દુર છે. તે કાંઇ દશ પંદર કે હજાર બે હજાર કે લાખ દશ લાખ માઇલ દુર નથી, પણ જ્યાં નહીં પુગી શકાય તેવી જગ્યાથી પણ નહી વર્ણવી શકાય એટલો દુર છે. અએ ભલા વાંચનાર ! તું આ મારી અદના કલમથી લખાયલી કેતાબ વાંચે છે તે કોણની મદદથી ? સુર્યનીજ. તું તારી સામે બેઠેલા ગ્રહસ્થનો ચેહેરો જોય છે.તે કોણથી ? તારાં ભોણામાં શું શું ખાવાનું પડયું છે તે કોણથી તું જોઇ શકે છે? ચાલતી વખતે એક આગળ પગલું ભર્યું તે કોણની મદદથી ? કુદરતની ખુબસુરતીના દેખાવો જોય છે, દોસ્તોના મીઠાશ અને પ્યાર ભર્યા ચેહેરા દેખે છે, તે કોણથી ? ફકત એક સુર્યથીજ. જો એક

આદમી કંઇ સેજ આપણાપર ઉપકાર કરે છે તો જ્યારે તે મલે છે ત્યારે આપણુ તેને સલામ કરીએ છીએ યાને ટુંકમાં નમ્યે છીએ. ત્યારે ખુર-શેદનો ગોલો કે જે તને કોઇ કોઈ વાર નહી, વારંવાર નહીં, બે ચાર દહાડે નહીં, દરરોજ નહીં, દર કલાક નહીં, દર મીનીટ નહીં, પણ દરેકે દરેક સેકન્ડ તારો બચાવ કરે છે. જો સુરજ નહી હોય, ને ધાર કે ઝેરી સાંપ તને ડંખવા આવ્યો ત્યારે તું શું જાણુશે કે મને સાંપ કરડવા આવ્યો, અને શી તરેહ નાશી જશે? તારી આસપાસ તો અંધારૂં છે એટલે ઝેરી જાનવરને તો નહીં જોશે; કદાચ તને ઈશારો માલમ પડે અને તું બચવા માંગે, પણ જ્યારે તારાથી ચલાતુંજ નથી ત્યારે દોડી કેમ શકશે? બધેબધ ગમે તે ચીજ સાથ અથડી પડશે. માટે સૂર્યનો તો દર પલે ઉપકાર માનવો જોઇએ. તેજ પ્રમાણે આતશ કે જે આપણું ખાણું પકાવવામાં કામ લાગે છે. મોટાં મોટાં કારખાનાં શાથી ચાલે છે? તું ગ્રાંટરોડથી કોટમાં શી તરેહ જાય છે? આતશ છે તો આગગાડી ચાલે છે, ત્યારે તું જાય છે. તારી આસપાસ ઘોંઘાટ કરતી અને ચીચ્યારી પાડતી મીલો શાથી ચાલે છે? તારા પેદા કરનારના બનાવેલા આતશથીજ. આતશ નહી હશે તો દેશનો વેપાર કેમ ચાલશે, કાંયજે મીલો અને કારખાના રખડી પડશે, હજારો ગરીબો પોતાની રોજી ખોહશે. આતશ વગર તું તારૂં ખાણું કેમ પકાવશે? ખાણું નહી પકાવાશે તો ખાશે શું? ખાશે નહીં તો જીવશે કેમ? ગમે એવો દોસ્ત હશે તેપણ કોઇબી દહાડો બેવફા થશે. પણ આતશ તારા એક દોસ્ત તરીકે તારી તરફ આટલી બધી વફાદારી બતાવે છે અને તે વફાદારી વિષે બીજા તારા દોસ્તો માફક કંઇ ઉકમાઈ નથી લેતો, પણ સામું ગુપચુપ તારૂં કામ બજાવ્યો જાય છે. માટે સુર્ય અને આતશના આપણ હમેશ ઉપકારી છઇએ, અને તેમનો ઉપકાર એક માણસ આપણા ઉપર ઉપકાર બે ચાર ઘડી બે ચાર કામમાં કરે તેના કરતાં તો કરોડગણો માનવો જોઇએ. એક વિદવાને અડસટો કહાડયો છે કે સુર્ય જો પોકલ હતે તો આપણી દુન્યા જેવી બીજી ત્રણ કરોડ અને છપન લાખ દુન્યા અંદર સમાઇ જતે. અરે પાંચ પચ્ચીશ દુન્યા નહીં પણ ત્રણ કરોડને છપન લાખ! શું ખુદાતાલાની કુદરત! શું તેની અપરંપાર શકતી! શું તેનું બહોલું જોર! હવે કહેવો, ખુદાની પુંજા કર્યે કે નહીં? અને તેના તરફ આપણું ધ્યાન ખેંચાય માટે સુર્ય, આતશ વગેરેને કેબલો કરવા માટે કબુલ કર્યે કે નહીં?

એવી આપણી ભલી દીન છે કે જો કોઇનો ઉપકાર થયો હોય તો ઉપકારજ કરવા શીખવે છે. ખુરશેદનો અને આતશનો આભાર શા કારણસર ભુલી જઇએ? અશો જરથોસ્તે કહેલું છે કે નગુણાપણું

કદી અખત્યાર ના કરતા. જરથોસ્તે તમામ બધું ખુલ્લું કરીને સમજાવ્યું; ત્યારે જરથોસ્ત કેટલો કાબેલ હોવો જોઇએ. આપણી દીનની કેતાબ ઇજશનેના ૧૬ મા હામાં તો એ રાસ્ત પેગમ્બરને આ દુન્યાનો ફરેશ્તો કહેલો છે. મોટા મોટા દાનાવો અને ફીલસુફો જેમ ખુદાની કુદરત અને તેના ભેદ પીછાણી શકતા નથી, તેમ અશો જરથુસ્તનાં લખાણો તેના રૌતીકા શીવાય પુરેપુરાં કોઇ સમજી શકતા નથી. હાલની વીદ્યા, હાલનું ગ્નાન, સાયન્સમાં થયલી શોધ, એ બધામાં વખણાતી આજની દુન્યાના પ્રોફેસરો પણ જરથોશ્તનાં લખાણોમાં સમાયલી દાનાઇ અને સચ્ચાઇ વિષે દાંતમાં આંગળાં પકડે છે. ફારસી લખનારાઓ તો એને "પેગામ્બરે રમજગુ" યાને ભેદનો કહેનાર પેગામ્બર લખી ગયા છે. હું જે કંઇ જરથોસ્તની વખાણ કરૂં છું તે તું એમ નહીં સમજશે કે નકામો શરેહ કરૂં છું અને તેને ચહડાઉં છું. તને વિશ્વાસ નહી હોય તો જરથોસ્તી ધર્મનો અભ્યાસ કર. અભ્યાસ કરવાનો વખત નહી હોય તો અંગ્રેજ, ફ્રેંચ, જર્મન અને અમેરિકન પ્રોફેસરોએ જરથોસ્તની કાબેલ્યત અને જરથોસ્તી ધર્મનાં ઉમદાપણાં વિષે જે વિચારો અપક્ષપાતપણે જણાવ્યા છે તે વાંચ, કે જેમાં કેટલાકો ચુસ્ત ખ્રિસ્તી બચ્ચા હોવા છતાં કહી ગયા છે કે ખ્રિસ્તી ધર્મે, યાહુદી ધર્મમાંથી ફરમાંન ઉછીકાં લીધાં છે, અને યાહુદી ધર્મે જરથોસ્તની શીખવેલી ખુદાપરસ્ત દીનમાંથી ઉછીકાં લીધાં છે એમાં કાંઇજ શક નથી. શું બીજા ધર્મમાંજ લખેલું છે કે સાચ્ચું બોલવું, પ્રમાણીકપણું રાખવું, પરોપકાર કરવો, અને આપણા ધર્મમાં નથી લખ્યું કે? પણ જરથોસ્તીઓ સચ્ચાઇપર મુસ્તકીમ નહી રહયા, રાજપાટ ખોહી બેઠા, નાહસ્તા ભાગતા ઇરાનથી આવી આ હીંદ સરજમીનમાં વાખાના માર્યા આવી પુગ્યા, પારકા રાજાઓના જુલમ ખમ્યા, આરબોને હાથ કતલમાં માર્યા ગયા, ત્યારે આપણો ધર્મ પડી ભાગો. બીજા કોઇ પણ ધર્મપર એટલા હાદેશા નથી પડયા. આપણા સીવાય બીજી કોઇ પણ કોમપર નહી વર્ણવી શકાય એવા જુલમ અને જબરી ગુજર્યા નથી. કોઈ પણ પ્રજા એવી નથી કે જેણે પાંચ છ હજાર વરસ સુધી જાહોજલાલી સાથે જે મુલકપર રાજ ભોગવ્યું હોય તેજ મુલકને સદંતર હમેશને હમેશ સુધી છોડી આવી હોય, સીવાય કે ૧૨૦૦) વરસપરની ઇરાનની પારસી પ્રજા. હવે જરા રહીને હું ઇરાનપર મારી કલમ લંબાઉં છું. ધર્મને ખાતર હવે આપણે નહી શું કર્યે? ધર્મ તો આપણા જીવના જોખમે આપણે બચાવી રાખેલો છે. ત્યારે ઓ પારસીઓ, કાંય તમે તમારાં બચ્ચાંઓને ધર્મ કેળવણી નથી આપતા. તમે પોતે કાંય ધર્મ કેળવણી નથી લેતા? ધર્મ કેળવણી વડેજ ઇનસાન ઇનસાન્યતમાં આવે છે. ધર્મ કેળવણી વિષે લૉર્ડ રીપન નીચે પ્રમાણે જણાવે છે:—

"No education can be perfect and thorough if it does not combine religious and secular education."

જે ધર્મ સમજાવતાં સમજાવતાં અશો જરથોસ્ત એક બરાતુર નામના નીચ તુરાનીને હાથ માર્યો ગયો, જે ધર્મને વાસ્તે ઇરાનના અને જરથોસ્તી ધર્મના કટ્ટા દુશમન તુરાન દેશના અરજાસપ પાદશાહનાં લશકર સામે લડતાં કયાની ગુસતાસ્પનો ભાઇ જરીર નાપાક તુરાની બીદરપ્સને હાથ માર્યો ગયો, જે ધર્મ ફેલાવવાને વાસ્તે શાહ ગુશતાસ્પનો બેટો અસપંદીયાર ચોતરપ ઉતરી પડયો, જે ધર્મને વાસ્તે આપણા બાહાદુર ન્યાગાનો પોતાના જાન ખુરબાન કરી ગયા, તે ધર્મ આજે આપણી કાલજીની ગેરહાજરીમાં ઝાંખો પડે છે. ધર્મ શું છે? આ દુન્યાની સર્વથી સરસ ચીજોમાં જે પેહેલો દરજજો ધરાવે છે તે ધર્મ છે. ધર્મ વડેજ બેહેસ્ત અને દોજખના ચીતારો માલમ પડયા. ધર્મ વડેજ નેકી અને બદીની હરીફાઇ જાહેર થઇ. આપણો ધર્મ આપણું તારણ કરનાર છે. તે આપણને બેહેસ્તની ઉમેદ આપનાર છે. તે આપણો ખુદાઈ દરઘાહનો વકીલ છે. તે આપણો ભોમ્યો છે. અને તેનીજ બાંહેધરી હેઠલ આપણ તે દાદગર અશો અહુરમઝદની સનમુખ હાજર થનાર છીએ. જરથોસ્તી ધર્મ વિષે એક અંગ્રેજ બાનું (Miss Cobbe) નો વિચાર શું છે તે તમને જણાઉં છું:—

Should we indeed in a future world be permitted to hold high converse with the great departed, it may chance that in that Bactrian sage who lived and taught almost before the dawn of history, we may find the spiritual patriarch, to whose lessons we have owed such a portion of our intellectual inheritance, *that we might hardly conceive what humane belief would be now had Zoroaster never existed.*

આપણો ધર્મ અસલ તથા પુરાતન છે. પણ હાદેસાના માર્યા આપણાથી બરાબર ધર્મ નહીં પલાયો અને બીજા ધર્મવાલાઓ પોતાના ધર્મપર મુસ્તકીમ રહ્યા તેથી જાણે આપણે તે લોકોમાંથી નકલ કરી હોય, તેમ દેખાવા લાગું અને "અસલ તે નકલ અને નકલ તે અસલ" જેવું થઇ ગયું.

હવે હું ઇરાનપર ઉતરૂં છું. એક વખતે આખી દુન્યામાં સરદારી ભોગવી ગયલા આપણા શહેનશાહો માટે આપણે જેટલું ઉચું મત ધરાવ્યે તેટલું ઓછું છે. દારાયસ અને સાઇરસની મુલકોપર ચઢ-

ડાઇનાં ધ્યાન આપણું રવેરવું ઉભું કરે છે. રૂસ્તમ અને શોહરાબની જંગી લડાઇ, અને કેખશરૂ અને અફ્રાશીઆબની હરીફાઇ જાણીને આપણું અંગ ધ્રુજે છે. જે મુલકે એક વખત બેહદલી સત્તા ને સાહેબી ભોગવેલી, જે મુલકે એક વખત મહોટાઇ ભોગવેલી, જે મુલકના શેહેનશાહો પૃથ્વીના બેહલા વીસ્તારના માલેક ગણાતા, જે આપણા બાપીકા બળવંત મુલક ઇરાનના શેહેનશાહોની વાણીપર ભરતખંડનો રાજા અને ચીનનો ખાકાન નમી જતા, તેજ ઇરાની શેહેનશાહો આજ કયાં જતા રહયા? કયાં ગયા એ તમે જમશેદ, ફરેદુન અને મીનોચેહેર? આવો અને જુઓ કે પરમુલકમાં પણ ન્યાયી રાજ્યને આધારે તમારાં બચ્ચાંઓ પડેલાં છે. ગોયા નથી વહેતું તેમની રગોમાં કયાની લોહી, ઇરાન વતનની યાદ તેમના દીલમાં નથી, શીરીન ફારસી જબાન તેઓ જાણતા નથી. વખત તું કેવો ઘાતકી અને કીનાખોર છે! સોશ્યોસ તું કયારે આવશે? કે જરથોસ્તી દીન પાછી તાજી થાય. વાંચનારા સાહેબો! હવે હું હેઠલ મરહુમ મી૦ જમશેદજી નશરવાનજી પીટીટ, કે જેનું રૂહ ખુશાલ હોજો, તેના ઉમદા ગ્રંથમાંથી થોડી કવિતા ટપકાઉં છું, કે જે સર્વેની રગોમાં કયાની લોહીની પીચકારીઓ ઉરાડશે. જો મરહુમ જમશેદજી આજે જીવ્યા હતે તો ખરે પારસી ધર્મને કેટલો ફાયદો થતે, તે આપણને નીચલા એવણના સખુનોપરથી માલમ પડી આવે છે. મને પોતાને પણ આપણા પાક બુલંદ મજહબનો અભ્યાસ કરવાને ઉલટ છુટી તે પણ એવણના દીલ ઉશ્કેરે એવા જરથોસ્તી ધર્મ અને ઇરાન દેશની જાહોજલાલીના ઉભરા અને પ્રમાણીકપણું અને સચ્ચાઇ વિષે એવણનાં લખાણો વાંચીનેજ. હું સર્વેને ભલામણ કરૂં છું કે "માહરી મજેહ" જે એવણે રચેલી ચોપડી છે તે વાંચો. મરનાર એક ફીલસુફ હતા માટે કેટલીક બાબદમાં લખતાં લખતાં તેવણ કુદરતપર ગયા છે કે જે બાબદમાં કોઇને કદાચ કંટાલો આવે, પણ તોબી એક તરફથી શરૂ કરી ધ્યાનથી બીજા છેડાવેર વાંચવાની હું જરથોસ્તી આલમને ભલામણ કરૂં છું. મરહુમ એક ખરેખરા કવી હતા. આપણાં હીણભાગ્ય, આપણાં કમનસીબ, કે આપણા ધર્મનો એ જે એક ટેકો હતો તે આપણે ખોયો. મરહુમ જીવ્યા હતે તો પોતાની બહાદુર સખાવતથી એક ત્રીજા હીંદી બેરોનેટ થયા હતે. ખરેખર જમાનાએ ત્રણ નામીચા જમશેદ ખોયા! તેમાં પહેલો તે શાહ જમશેદ, બીજા તે પેહેલા સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ અને ત્રીજા તે રૂહશાદ જમશેદજી નશરવાનજી પીટીટ. બેહેસ્તીની ખરી પીછાણ તો તેમનાં લખાણ જે વાંચે તેજ કરે. વલી મરહુમને હાથે લખાયલી જરથોસ્તી

ધર્મ બાબેની કવિતા પણ હું નીચે જણાઉં છું, કે જે પણ તને ઘણીજ પસંદ પડશે. જો તને જરથોસ્તી દીન વિષે લાગણી હશે તો, મરહુમની કવિતાની એકેએક લીટી કરોડ રૂપયાની બરાબર છે. જો મરહુમની નશીહતો જે એવણે પોતાના ગ્રંથમાં લખેલી છે તેમાંના અર્ધા ભાગે પણ જો આપણ ચાલ્યે તો આપણે ઘણા ભલા અને સાચ્ચા કહેવાઇએ. મુંબઇ યુનીવરસીટીમાં પોતાના બાપીકા મજહબની અને પોતાના અસલી વતનની પવિત્ર જંદ, પેહેલવી ભાષાઓ કલાસીકલ લૅંગ્વેજીસ તરીકે દાખલ કરાવવાને મરનારે ઘણીજ કોશેશ લીધી હતી. મરનારે યુનીવરસીટીને તે માટે પાંચ હજાર રૂપીઆ આપવા માંગ્યા હતા. આખરે જંદ, પેહેલવી યુનીવરસીટીની કલાસીકલ લેંગ્વેજીસમાં દાખલ થઇ. પણ અફશોશ! તેઓએ જે પોતાનાં અંતઃકરણમાં આશાનું બી રોપ્યું હતું તે ઉગીને ફતેહમંદીનો છોડવા થવા પામે અને તેમની ઉગતી આશાઓની કલી ફુટી તેપર મહોર આવે તે પહેલાં મરનાર પોતાનો અસબાબ આ ત્રણ પાંચ દહાડાની જેહાનમાંથી ઉઠાવી ગયા. જુવો તેમની કવીતાની ઝમકઃ—

ઇરાન! ઇરાન! હમજાતનાં વતન!
જલેછ તાહરી જુદાઇમાં તન અને મન!
થયો કયાં ગુમ તાહરો દોર અને દમામ?
દમામ ખોઇ થયું તું અંતે નનામ!
ટકી તું કેમ રેહે જ્યાં કિસમતની ખામ?
કિસમતના લેખ આગળ આવે શું કાંમ?
આવે કયારે એવો એક જીંદગીમાં દન,
કે લેઉં તાહરી ભુમીનાં હેતે દર્શન!
આગલી તાહરી કીર્તીના હૈયાત બદન,
કોતરેલા ગોખા—દેખાડતા ઘડપણ,
જંગલ ને ઝાડીથી થયલા બતંગ,
જોવા મલે ત્યારે મહને પ્રસંગ.
ભાગાં તેમનાં તનમાં ધ્રુજતા ઝરા,
લાગે માહરી આંખ અંદર રડતા ખરા,
લાગે ત્યારે તેઓ પટકઇને પડતા,
બેશુદ્ધ થઇ જમીને ઢળી જતા,
ગુમ થયલા દમામની યાદમાં રડતા,
ને પોકારી આંસુ એવું કેહેતા
કે "કરતા જે જગે નેક પાદશાહો રાજ,
ત્યાં કોહલાં ને વાગલાંઓ ભટકે છે આજ."

ખીચોખીચ બેઠેલી ચંપેલી જોઉં,
ઠારેઠાર ગોલાબને વેરાતો જોઉં,
આવે ત્યારે વહાલું વતન મહને યાદ,
એકવાર જે દીપતું તે આજે ખુવાર !
એકવાર જે ખીલતું તે આજે નાચાર !
મારતું જે એક વેળા મોહટાઇ-પોકાર,
દરાખના ઝુમખામાં કરતું જે લાડ,
તેજ આજે બન્યું હાડમાર ને નાચાર.
લખાયો જે ભૂમીમાં અવસ્તાઝંદ,
પુજ્નયો જે ભૂમીમાં સૂર્ય બુલંદ,
તુટયા જે ભૂમીમાં દેવોના બંદ,
મટયા જે ભૂમીમાં હેરેમંદી ફંદ,
ફસકઇને પડી તે ભાંગીને ભંગ.
વેહતાં પાણીઓની પ્રથમ સેતા'શ
જે ભૂમીમાં થઇ, તે આજે ખુવાર.
ધુંમતા ગહરેઓના ગોલા તરફ,
અત્યંત ખુશીમાં અચરતી-ચશમ,
પ્રથમ જે ભૂમીમાં ઉપર ફેંકઇ
તેજ આજે પટકાઇને પડી નાચાર.
મરાયા જે ભૂમીમાં રૂસ્તમને હાથ,
માજનદ્રાની દેવો, નજીસ ને નાપાક,
થઇ આજે તે દેવના દોરથી તારાજ,
બેહેશ્ત હતું એકવાર તે દોજખ છે આજ !
કરતા જે કાફલાની શહેનશાહ નકલ
આજે તેના દરિયામાં રશ્યાનું બળ.

ધુજ્નવતો ધમકથી રૂસ્તમ જમીન,
આજે ત્યાં તેવો નહીં નસર-ઉદ-દીન.

તાબે કીધી સાયરસે ફરતી જમીન,
જહલેજપર બેઠો આજ નસર-ઉદ-દીન.

હમોએ આ કવિતાનો પેહેલો ભાગ છેલ્લે મુકયો છે તે સિવાય બીજો કંઇ પણ ફેરફાર કરવાની હમોએ બેઅદબી કીધી નથી. મને બીજા ધર્મ સ્થાપકો, જેવાકે ક્રાઇસ્ટ, મહમદ, મોઝીસ, અને ગઉતમબુધ એઓ

વિશે કાંઇપણ ખોટો વિચાર નથી, બલકે મને એમને માટે ઘણુંજ મોટું માન છે. તેઓ પણ દુન્યાને ફાયદો કરનારાજ હતા. ગોયા દુન્યા તે વખતે અંધારી રાત જેવી હતી અને તેઓ ચલકતા તારા મિસાલ હતા. તેઓને આપણ સોબ્યોંસ તરીકે ગણ્યે, તેમની ફવશીઓને યાદ કર્યે તો તેમાં કાંઇજ ખોટુ નથી. તેમનાં ફરમાન જે આપેલાં છે તેમાંના દશમે ભાગે પણ જો આપણ ચાલ્યે તો આપણ એક નિર્દોષ અને સદ્‌ગુણી જીંદગી ગુજારનારા ગણાઇએ. એવું કહેવાય છે કે મોઝીસ (મુસા) પેગમ્બરને સીનાઇ પહાડપર વીજળીના ચમકારા અને વર્ષાદની ગર્જના વચ્ચે ખુદા તરફથી દશ ફરમાન મલ્યાં હતાં. હવે ખ્રિસ્તીઓ એકેએક કે જેઓ જરા પણ પોતાના ધર્મનું જાણના હશે તેઓ ખાત્રીથી જાણે છે કે ખ્રિસ્તી ધર્મ યાહુદી ધર્મપરથી લેવાયલો છે. માટે યાહુદીઓ અને ખ્રિસ્તિઓ એ દશ ફરમાનોને માટે ઘણા મગરૂર થાય છે, પણ તેમને જરાબી ખબર નથી કે એવાં દશ ફરમાન તો શું, પણ એવાં કંઇ સેંકડો ફરમાનો અશો જરથોસ્તે ફક્ત હુમત, હુખ્ત, અને હવરસ્તમાં સમાવી દીધાં છે. મુસા પેગમ્બર પોતે જરથોસ્તની વખાણ કરી ગયલો છે. હજરત મહમદ તથા તેઓના ખલીફાઓએ સાફ લખેલું કે પારસીઓ કાફર (Infidel, heathen) નહીં કહેવાય, પારસીઓને કોઇ નુકસાન નહીં કરે, વગેરે વગેરે. એ ખબર ૧૮૯૨ ના સાલમાં જંગબારના સુલતાનના લશ્કરના વડા અમલદારે કહી હતી, કે જે એક ચુસ્ત મુસલમાન ગ્રહસ્થ છે. ક્રાઇસ્ટે પોતે જરથોસ્તી લોકોની સંસારી રાહરસમ પણ દાખલ કીધી હતી. એકેએક મુલક તે વખતે ઇરાની લોકની રીતભાતો અને રાહરસમો અખત્યાર કરતો હતો. એટલા આપણા બાપદાદાઓ સુધરેલા હતા કે તેમની નકલ અને તેમનો દાખલો પરજાતવાલા પણ લેતા હતા.

હવે હમો જરથોસ્તી દીન વિષેની મી૦ જમશેદજીની કવિતા નીચે આપ્યે છીએઃ—

માંગે છુટવા અગર કયામતને દન
તો જરથોસ્તી ધરમને કર તું નમન;
ભરી રાખ જીગરમાં તેના હોકમ,
ને નેકી ને નીતિની ન્યામતો જમ.
ધર્મ કીયો જગતે ઘણો બુલંદ,
બુલંદ જેની વાણીમાં નસીહતી પંદ ! ..
ધર્મ કીયો છે પાકીથી નૂરમંદ,
મંદ આલસને તાડનારો ખુબ જોરમંદ ?
ખંડ સાતમાં પંથરહને ઘસારાબંદ,
તોડયા કીયા ધર્મે ફરેબ ને ફંદ ?

અવગુણી રાહનાં નાકાં કરી બંધ,
તોડયા કીયા ધર્મે હવસના બંધ ?
પાંથરી કીયા ધર્મે નિર્મલ સુગંધ ?
રે ! જરથોસ્તી ધર્મે, જે જાતે બુલંદ !

* * * * *
* * * * *

કોણે આપ્યું તેને ૧ ઝનુની તાન,
જરથોસ્તી ધર્મનો બચાવા જાન ?
રે ! જરથોસ્તી ધર્મેજ, જે જાતે બુલંદ,
ઝમકતો દીપકતો સદાનો મધન !
સુરત અને મદ જેમના કંતાયલા પગ
કલે જેમનાં હાડકાં ને સાંધા ને રગ
વેહયા તેમની આંખમાંથી આંસુના નેવ,
રે ! જરથોસ્તથી રડયા કુલ નાપાકો, દેવ.

હવે હું બીજી બાબદપર આવું છું. અશો જરથોસ્તે તમામ લોકોને ત્રણ ભાગમાં વહેંચી નાખ્યાં હતાં, અને તે પ્રમાણે સૌ સૌના ધંધામાં પ્રમાણીકપણે કમાઇ ગુજરાન કરતાં હતાં. ૧) લો ટોળો આથ્રવન (મોબેદી ટોળો), ૨) જો ટોળો રથેસ્તાર (પાદશાહ, પહેલવાન, સીપાહ, સાલાર, વગેરે) ૩) જો ટોળો વાસ્ત્રિઓશ (ખેડુતી ટોળો). એ ત્રણમાંથીજ એકુ ધંધો કરવાને ફરમાવ્યું હતું. હવે વળી એક બીજો પણ ટોળો ઉત્પન થયો તેને હુતોક્ષ એટલે ધંધાદારીનો ટોળો કહેતા. પણ તે ટોળો તદન જુદો ગણાવા લાગો. જો કે તેમાં પણ માણસો પ્રમાણીકપણેજ પોતાનું કામ ચલાવતાં હતાં. પણ હાલમાં આપણ એ વધારાના ચોથા ટોળાને બાજુએ મુકી ત્રણ ટોળાપર વિચાર ચલાવ્યે. હવે પહેલો ટોળો આથ્રવન કે જેને આપણ સાધારણ રીતે અથોરનાન કરી પણ કહ્યે છીએ, તેમાં મોબેદો એટલે ધર્મગુરૂઓ સમાઇ જાય. હવે જરથોસ્ત તો ધર્મગુરૂજ હતો, પણ તે છતાં પણ એને રથેસ્તાર અને વાસ્ત્રિઓશ પણ સાથે લાગો ગણેલો છે. એ એક સૌથી સરસ આથ્રવન, સૌથી સરસ રથેસ્તાર, અને સૌથી સરસ વાસ્ત્રીઓશ હતો, અને એના ત્રણ બેટાઓએ પણ અનુક્રમે એ ત્રણ ધંધા વેહેંચી લીધા. હવે એક જો સૌથી સરસ અથોરનાન હોય તો પછી તે સૌથી સરસ રથેસ્તાર અને વાસ્ત્રીઓશ મણ કહેવાય. વચ્ચે હું એટલું જણાવી દેઉં છું કે અથોરનાન ટોળો બધા ટોળા કરતાં સૌથી ચહડતો ગણાતો હતો. એક

---

૧. ખુશરૂ પરવીઝને.

આથ્રવન એટલે ધર્મગુરૂ, અને ધર્મગુરૂ બધી બાબદમાં ભલો હોવો જોઇએ, અક્કલના ખજાનાની કુંચી તેને પોતા પાસ રાખવી જોઇએ. અશો જરથોસ્તને જે ફરમાનો અહુરમઝદ તરફથી મલ્યાં છે, તે ફરમાનો પોતાના મગજની પેટીમાં બંધ કરી તેના પવિત્રાઇના નકુચામાં સચ્ચાઇનું તાળું ભેરવી એકીનની કુંચીથી તેને કળ દેવી જોઇએ, કે જેથી કરીને દુશ્મત યાને બદ વિચાર કદિ પણ તેમાં દાખલ થવા પામે નહીં. અશો જરથોસ્ત એવાજ હતા, તે તમો આગળ જોઇ ગયા છો. હવે એક રથેસ્તારનું કામ પોતાના દેશનો બચાવ કરવાનું, પછી તે પાદશાહ હોય, પહેલવાન હોય કે સાધારણ લડાયક સીપાહ હોય. તેમજ એક આથ્રવને પણ બદ વિચારો અને ખરાબ હવસો સાથ લડવાનું છે, ને તેમને પોતાપર ગાલેબ નહીં થાય માટે અટકાવવાનું છે. માટે એક આથ્રવન પણ રથેસ્તારમાં ગણાય, કાંય જે તે પણ લડાઇ કરે છે, પછી માણુસાઇ આકારના દુશ્મન સામે કે ગેબી હવસની સામે, બન્ને સરખું છે. હવે જેમ વાસ્ત્રિઓશ એટલે ખેડુત લોકો અનાજ વાવી માણસોના ખોરાક માટે તૈયાર કરે છે, તેમ એક આથ્રવન પણ ભલાં કામ કરી તેનાં સારાં ફલ ચાખે છે, અને જેમ વાસ્ત્રિ-ઓશ આ દુન્યામાં લોકોનાં તનને ભુખથી મરી જતાં બચાવે છે, તેમ આથ્રવન પણ પોતાના આત્માને સારાં કામો આ જેહાનમાં કરીને પેલી દુન્યામાં મુક્તિ મેળવવાને માટે ઉપાય યોજે છે. એપરથી સાફ માલમ પડે છે કે આથ્રવન હોય તે રથેસ્તાર અને વાસ્ત્રીઓશ બંને કહેવાય, પણ રથેસ્તાર કે વાસ્ત્રીઓશ એ ત્રણે પ્રમાણીક ધંધાના ધણી થવાનું માન મેળવી નહીં શકે, માટે અથોરનાનોને સૌથી ઉત્તમ ગણ્યા છે. તે માટે આપણે હમેશાં આપણા ધર્મગુરૂઓને માન આપવું જોઇએ. તેમ બીજા હાથપર ધર્મગુરૂએ પણ પોતાની નિતી અને દયાનત પાક રાખવી જોઇએ. અશો જરથોસ્તનાં ફરમાનો પ્રમાણે તેમણે ચાલવું જોઇએ. ધર્મગુરૂઓ તરફ આપણને માન રાખવું જોઇએ. અથોરનાન એટલે જરથોસ્તી ધર્મગુરૂ. જે જરથોસ્તી ધર્મગુરૂ સાચ્ચું બોલે, ભલી અક્કલ શીખે, બીજાંઓને મુશ્કે-લીમાંથી છોડવે, આવતી દુન્યામાં બેહસ્ત મેલવવાનો રસ્તો બતાવે અને એ વગેરે બીજી ઘણી અશોઇ ભરેલી ખુબીઓ ધરાવે, તેને અથોરનાન કહેવો. પણ હાલના કેટલાક અભણ મોબેદાની હાલત જોઈ આપણને દયા છુટે છે. પણ તેમાં એકલા મોબેદાનો કસુર નથી." તેમાં જજમાનોનો પણ કસુર છે, કારણકે તેઓએ મોબેદાને વાસ્તે ખ્રિસ્તીઓની માફક એવું કાંઇ કર્યું નથી કે શીખા ભણીને, મોબેદાના દીકરાઓ લાયક મોબેદો થાય, અને હાલમાં મોબેદ ટોળો હીનાય છે તે હીનાતો બંધ થાય, અને

પોતાનું ગુજરાન આબરૂથી કરી શકે. હાલમાં આંગલાંપર ગણાય એટલા ભણેલા એરવદ સાહેબો છે, તેઓ બીજો ધંધો અથવા નોકરી કરી પોતાનું ગુજરાન કરે છે, તેથી તેઓ પોતાના દીકરાઓને લાયક મોબેદો બનાવતા નથી અને બનાવી શકે પણ નહિ. માટે એ બાબદ ઉપર જનમાનોએ ધ્યાન આપવાની જરૂર છે. જરથોસ્તીઓએ પોતાના ધર્મની ખુબીઓથી જાણકાર રહેવું હોય અને તેની સાથે જો ક્રિયા કરમ પણ સાચવી રાખવું હોય તો ધર્મગુરૂઓના બે ભાગ, એરવદો તથા મોબેદોના, કરવા જોઇએ અને બંને વર્ગોને વાસ્તે ગુજરાનનાં સાંધણો નક્કી કરવાં જોઇએ. એરવદોના ભાગે ભાપણો કરીને તથા ચોપડી ચોપાન્યાં છપાવીને ઘણી સસ્તી કીમ્મતે જરથોસ્તીઓમાં પ્રસાર કરવાં જોઇએ. એવાં ભાપણો તથા લખાણો થાય તેનો બોજો એરવદોને માથે નાખવો નહિ જોઇએ પણ તેને વાસ્તે એક ફંડ ઉભું કરી તેમાંથી તેનો ખરચ કરવો જોઇએ, અને કાગળ તથા છપામણીના ખરચ જેટલી કીમ્મત તેવાં ચોપડી ચોપાન્યાંની રાખવી જોઇએ. મોબેદોના બીજા ભાગે શુદ્ધ ઉચ્ચારે અવસ્તા ભણવાનું શીખવું જોઇએ અને તેઓની તે માટેની તથા ધર્મ નિતીની પરિક્ષા લેઇ, જેઓ તેમાં પસાર થાય તેઓનેજ નાવર તથા મરાતબ થવાની રજા આપવી જોઇએ. અને દરેક ક્રિયાનો એવો લવાજમ ઠરાવવો જોઇએ કે તેમાંથી મોબેદો પોતાનું આબરૂથી ગુજરાન કરી શકે. મોબેદોના ચંચળ દીકરાઓ હશે તેઓ પહેલા વર્ગમાં દાખલ થઇ શકશે, અને બીજા વર્ગનું કામ ભણતરો ભણવાનું અને પહેલા વર્ગનું કામ ધર્મની ખુબીઓ સમજાવવાનું રહેશે, અને તેવી રીતે જરથોસ્તી ધર્મની ખુબીઓ તથા ભણતરોની જાળવણી ઉંચી ટોંચપર લાવી શકાશે. બાકી હાલના મોબેદો તરફ તીરસ્કારની નજરથી જોવાથી સુધારાને બદલે બોર બીગાડો થતો ચાલશે. હાલના મોબેદો તેઓના બુથડ દીકરાઓનેજ મોબેદીમાં નાખે છે અને ચંચળ દીકરાઓને કેળવણી આપી બીજા ધંધામાં નાખે છે એ ખચ્ચીત બીગાડાની નીશાણ છે.

આપણ નીચલા અવસ્તાના કલામો હોરમઝદ યસ્તમાં ભણ્યે છીએ, ત્યાં દાદાર અહુરમઝદ અશો જરથુસ્તને કહે છે કે "આથ્રવનાંમ અહ્મિ આથ્રવતેમનાંમ અહ્મિ." એટલે "મારૂં નામ અથોરનાન છે, હું અથોરનાનોમાં સૌથી સરસ છું." જુઓ સાહેબો દાદાર પોતે અથોરનાનમાં ખપે છે. વળી હજી આગળ ચાલ્યે, ફરવરદીન, યસ્ત ૬કરો ૯૪. "ઉસ્તાનો ઝાતો આથ્રવયો સ્પિતામો ઝરથુસ્ત્રો." એટલે "મુબારકબાદી છે આપણને કે સપેંતમાન જરથુસ્ત જેવો અથોરનાન પેદા થયો." ઈજસ્નેના ૪૨ માં હાના છઠ્ઠા ફકરામાં

શું આવે છે. "યેઇ યેયાં દુરાત્ અષે-ઇષે દખ્યુનાંમ્." એટલે "જે અથોરનાનો દેશોની અશોઇ ઇચ્છતા દુર લગી વારે ઘડીએ જાય છે." એક જરથોસ્તી જ્યારે પોતે તરત મરણ પામશે એમ જાણે છે ત્યારે પોતાનાં બીછાનાં આગળ એક અથોરનાનને બોલાવી તેની આગળ તમામ પોતાના ગુનાહની તોજેશ અસલ ઇરાનમાં કરતો હતો, કે જે રસમ હજુ પણ થોડી ઘણી જળવાયલી છે. તે પતેત ભણતાં શું બોલે છે? "રદાં ઉ મોબદાં ઉ દસ્તુરાં ઉ એરવદાં આજુરદે એસ્તમ............પપતેત હોમ." એટલે "દીનના સરદારો, મોબેદો, દસ્તુરો અને એરવદોને મેં આજુરદે કીધા હોય...... .....તેનો હું પસ્તાવો કરૂં છું." એપરથી સાફ માલમ પડે છે કે મોબેદોએ પોતાનો દરજજો જાળવી રાખવો જોઇએ. સાસાન્યાન વંશના પાદશાહોએ તો ચોકકસ અથોરનાનોને તેમની કાબેલ્યતને લીધે વજીરાતની પદ્વિએ ચહડાવ્યા હતા. ઉપર હું જણાવી ગયો તે ચાર ટોળાઓને આપણાં શરીર સાથ સરખાવવામાં આવ્યા છે. તેમાં માથાં તરીકે ધર્મગુરૂને લગતા વર્ગને ગણ્યો છે, છાતી અને પેટ તરીકે ખેતીવાડીને લગતા વર્ગને ગણ્યો છે, હાથ તરીકે પાદશાહ પહેલવાનને ગણ્યા છે, અને પગ તરીકે હુતોક્ષ યાને ધંધાદારીઓને ગણ્યા છે. હાથ જેમ શરીરનો બચાવ કરે છે તેમ પાદશાહ પહેલવાન માણસ જાતનો બચાવ કરે છે. છાતી અને પેટ જેમ શરીરનું પોષણ તૈયાર કરે છે તેમ ખેડુત વર્ગને લગતાઓ માણસ જાતનું પોષણ તૈયાર કરે છે. પગ જેમ શરીરને ખડું રાખે છે તેમ હુન્નર કામ કરનારાઓ દુન્યાને ટેકાવે છે. પણ આખાં શરીર ઉપર માથું સરદારી ભોગવે છે, કારણકે તેમાં અક્કલ અને ચહડતી ઇંદ્રીઓ છે, તે પ્રમાણે ધર્મગુરૂઓ બીજા બધા ધંધાદારીઓ ઉપર સરદારી ભોગવે છે, કારણકે તેઓ અક્કલના ખજાનાની કુંચી પોતા પાસ રાખે છે અને તેથી આખી દુન્યાને ચલાવે છે, અને તે માટે તેઓને વધારે માન આપવાની જરૂર છે. જેમ માણસોના જાનમાલની પાસબાની કરવી રાજના અમલદારોનું કામ છે તેમ તેઓના આત્માઓની પાસબાની કરવી ધર્મ-ગુરૂઓનું કામ છે. રાજકારોબારીઓ માણસોનો દુન્યાઇ કારોબાર બરાબર ચલાવવાની ફિકર રાખે છે, પણ ધર્મગુરૂઓ તેઓની આ તેમજ આવતી જીંદગીની બેહતરી તેઓને દેખાડે છે. હવે જો આપણે રાજના અધિ-કારીઓને ઘટતું માન નહીં આપ્યે તો તે ખુદ રાજકર્તાની તરફ એરવર્તણુક ગણાય છે, તેમજ જો આપણે લાયક ધર્મગુરૂઓને ઘટતું માન નહીં આપ્યે તો તે ખુદ ધર્મને અપમાન આપવા બરાબર ગણાય. માટે લાયક ધર્મ-ગુરૂઓને માન આપવું જોઇએ.

જેઓ પોતાના લાયક ધર્મગુરૂઓનું માન જાલવતા નથી તેઓ પોતાના ધર્મનું માન જાળવતા નથી. એક ધર્મગુરૂ તેના ધર્મના એક પ્રતિનીધી જેવો છે, તેથી તેને આપેલું માન કે અપમાન તે ધર્મને આપેલાં માન કે અપમાન બરાબર છે. પુરાતન ઇરાનીઓ અથોરનાન વર્ગને અતિ માનવંત ગણતા હતા, તેથી તેઓ આતશ ન્યાએશમાં 'આથ્રવ-પુથ્રિય' એટલે અથોરનાનના જેવી ખસલતનું બચ્ચું પોતાને ત્યાં માંગતા હતા. સારાંશ એટલો કે દરેક જરથોસ્તીએ લાયક અથોરનાન તરફ પુરતાં માનથી વર્તવું જોઇએ. જજમાનોના આત્માનું ભલું કરવાની ફરજ અથોરનાનોને શીર છે, અને તેના બદલામાં તેમનાં ગુજરાનનો બંદોબસ્ત રાખવાની અને તેમને માન આપવાની બેહેદીન જજમાનોની ફરજ છે. પુરાતન જમાનેથી સઘળી સુધરેલી પ્રજાઓમાં ધર્મગુરૂઓને બીજા સઘળા વર્ગોથી વધારે માન અપાતું આવ્યું છે. જો કોઇ એમ સમજે કે જે પ્રમાણે સુથાર, લુહાર, દુકાનદાર વગેરે જુદા જુદા ધંધાદારો છે, તેજ પ્રમાણે ધર્મગુરૂઓબી ધર્મ ક્રિયાનો ધંધો કરનારા છે માટે તેઓને બીજા ધંધાદારો જેવાજ ગણવા, તો તેમાં મ્હોટી ભૂલ છે. ધંધાઓનું ચહડઉતરપણું દરએક ધંધો શીખવાને અને ચલાવવાને મગજની વધતી કે ઓછી મેહેનત પ્રમાણે હોય છે. જે ધંધો શીખવાને અને ચલાવવાને મગજની મહેનત વધારે પડે છે તે ચહડતી પદવીનો ગણાય છે, અને જેમાં મગજની મહેનત ઓછી હોય છે તે ઉતરતી પદવીનો હોય છે. હવે દીનનો એલમ શીખવાને અને ધર્મગુરૂની ફરજો બજાવવાને બીજા કોઇબી ધંધા કરતાં મગજની મેહનત વધારે પડે છે. કેમકે તે એલમ શીખનારને દુનીઆઇ વિદ્યાઓનો અભ્યાસ કરવા ઉપ્રાંત આ દુન્યાંની પેલીમેર અને આ જીંદગીની પછીની હાલતમાં શું છે અથવા હોવું જોઇએ તે વિષેની મુશ્કેલ બાબતોનો અભ્યાસ કરવો પડે છે, અને માણસોને ખરે રસ્તે કેમ ચલાવવાં તે વિષેની મગજની મહેનત કરવી પડે છે. એટલા માટે ધર્મગુરૂનો પેશો બીજા પેશાઓથી શ્રેષ્ટ ગણાય છે, માટે તેને છાજતું માન તે પેશાવાળાને મળવું જોઇએ. લાયક અથોરનાંનો કદિ લાલચમાં ફસતા નથી. તેઓ જાણે છે કે પલમારની મોજને ખાતર તમામ જીંદગી રદબાતલ કરી દેવી એના જેવું બીજું કાંઇજ ખરાબ નથી. અશો જરથોસ્તને કેટલી બધી લાલચ, ખરાબ અને પાપી માણસોએ આપવા માંગી હતી અને કહ્યું હતું કે "અએ જરથુસ્ત્ર ! તું સચ્ચાઇ શીખવવાની છોડી દે. તું લોકોમે ઉદયોગ કરવાને ના શીખવ, કારણકે તેથી હમારાથી હમારી લુચ્ચાઇ દોંગાઇ થતી નથી. તું તો કહે છે કે સાચ્ચું

બોલવું, પણ જુઠ્ઠાં વગર તો અમારો નીકાળ નહીં." ત્યારે જરથોસ્તે તેમને ઝંઝેરી કહાડયા અને કહ્યુ કે "નહીં, હું સચ્ચાઇજ શીખવીશ, હું દુન્યાંના લોકોની રહેનુમાઇ કરીશ, હું તેમને સાચ્ચો અને સારો રસ્તો બતાવીશ, હું તમારી ખરાબીઓને તોડીશ, હું તમને ફતેહ કરીશ, અને ભલાં આદમીઓને મદદ કરીશ." તેણે નીચલા અવસ્તાના કલામ કહ્યા. "યવત યસાઇ ત્વાચા અવત્ખ્સાઇ અએષે અષહ્યા." એટલે "જ્યાં સુધી મારામાં શરીરને લગતું કૌવત છે અને મનની મજબુતાઇ છે, ત્યાં સુધી હું સચ્ચાઇ શીખવવાની કોશેશ કરીશ." ઇજશનેના ૨૮ મા હાના ૯ મા ફકરામાં જરથોસ્ત બોલે છે કે "અએ અહુરમઝદ તું સાચ્ચા ? લલચાવે એવી ચીજો મેળવાને હમો તુંને આજુરદેહ નહીં કરશું." વંદીદાદની ૧૯ મી પરગરદ પ્રમાણે જ્યારે હારેમને જરથોસ્તને લલચાવ્યો કે તુંને રાજપાટ આપ્યે, પેલો વષધન નામનો પાદશાહ હમારાથી નેહાલ થઇ ગયો તેથી તુંને દશ ગણો નવાજ્યે, તુંને બેશુમાર દોલત બખશીએ અને તેના બદલામાં તું ધર્મ સમજાવવાનો છોડી દે, કારણ હવે પછી જેટલી દીનો પેદા થશે તેમાંની કોઇપણ દીન તારી દીનની માફક ધસારાબંદ ફેલાઇને હમુને ઉંધાડા નહીં પાડશે, કારણકે તાહરી દીનમાં એકેએક ભલાં ફરમાનો સમાઇ ગયાં છે, માટે કોઇપણ પ્રકારે હમારી બદફેલી ફાવી શકનાર નથી.

ઉપલી શરેહ સાથના તરજુમાના અવસ્તા નીચે પ્રમાણે છે :—

"અપસ્તવંધુહ વંધુહીમ્ દએનાંમ્ માઝદયસ્નીમ્ વિન્દાઇયાનેમ્ યથવિન્દત્ વધવનો દંઘહુ–પઇતિષ્. પઇતિ અશાઇ અવપત યો સ્પિતામો ઝરથુસ્રો નોઇત્ હેઅપસ્તવાને." એટલે "તજીદે ભલી માજદયસ્ની દીનને અને મેલવ બદલો જેમ મેલવ્યો વધધન દેશપતિએ. જવાબ તેને દીધો સપેતમાન જરથોસ્તે કે નહીં તજું તે દીનને, બદલો મેલવવાને માટે."

અશો જરથુસ્ત મુદ્દલ લાલચને વશ નહીં થયો, કારણ કે તે એક અથોરનાન હતો. તે જાણતો હતો કે લાલચ શાકરનું પડ ચઢાવેલી ઝેરની ગોળી છે જે મોહડામાં મીઠી લાગે છે પણ ગળે ઉતરવા પછી જીવની ઘાટ કરે છે. લાલચ સુગંધી ફુલોનો છાબ છે જેને તળે ઝેરી નાગ છુપાયલો છે. લાલચ એક સલામતીનો ટાપુ દેખાય છે પણ ખરેખર તો તે માણસની આ અને પેલી જીંદગીની આબરૂની કીશતીનો નાશ કરનારો ખડક છે. લાલચને તાબે નહીં થવું એ એક ઉમદા સદગુણ છે, એક દુરઅંદેશ ડહાપણ છે, એક પહેલવાની બહાદુરી છે. જે માણસ લાલચને તાબે થાય છે તે પોતાની આ તેમજ

આવતી જીંદગીની ફતેહનો નાશ કરે છે. જેઓ તેને તાબે થયાં તેઓએ પોતાનું નામ ડુબાવ્યું છે, પણ જેઓએ તેને પોતાને તાબે કીધી તેઓ પોતાનું નામ માન સાથ કાયમ રાખી ગયાં છે. હમદીન જરથોસ્તીઓ, જેમ અશો જરથોસ્ત લાલચને વશ નહીં થયો, પણ ખુદાતાલાની ઇચ્છા હતી કે તે જરથોસ્તી દીન સમજાવે તેમ તેણે કીધું અને તે માટે ફકત ખુદાથીજ ઉતરતો તે ગણાય છે. જુઓ જ્યારે આપણો સાસાન્યાન વંશનો છેલ્લો પાદશાહ યઝદેઝર્દ શેહરયાર આરબોના હાથપર શીકસ્ત ખાતો ખાતો જીહુન નદીનાં મર્વ શેહેર તરફ આવી પુગો અને ખુશરો નામના એક આટો દળનારને ત્યાં આશરો લીધો, ત્યારે તે શહેરના હાકમ 'માહુએસુરી' એ તે ખુશરો પાસ યઝદેઝર્દનું ખુન કરાવ્યું, કે જેથી કરીને તે ઇરાનનો માલેક થાય. પણ તે નિમકહરામ રાજ તો શું મેળવવા પામ્યો, પણ ઉલટું ખોરાસાનના હાકમ બેજનના હાથપર માર્યો ગયો.

'મલે તખ્ત અગર માહુયેને,
કરે કત્લ બેજન તે બદ ખુહને.'

અને તેનાં કુટુંબપર હમેશની લ્યાનત રહી ગઇ. તમામ જરથોસ્તીઓ ભેગા મલ્યા અને તેની ઓલાદને, જશન, ગહમ્બાર, શાદી રામશની, વગેરે મીજલસોમાં ભાગ લેવાથી દુર રાખી; જ્યારે બીજા હાથપર ઇરાન જીતનાર ખુદ આરબોએ પણ સંપ કીધો કે જે મરદ પોતાના ભલું ઇચ્છનાર અને પોતાને હાકમ જેવી પદવી આપનાર સાથ નીમકહરામી કરે તે આપણા જેવા પારકાઓ સાથ તો શું ભલાઇ કરવાનો? અને તેની ઓલાદને દરેક ઠેકાણેથી બરતરફ કીધી. આ ઉપરથી હાલમાં આપણા લોક રમુજને ખાતર માંહોમાંહે ઠઠ્ઠા મશ્કેરી કરે છે કે તારી ઓલાદ તો 'માહુએસુરી' થી ઉતરી આવી છે. હવે જ્યારે યઝદઝર્દ હાર્યો અને માર્યો ગયો અને આપણે આપણો પ્યારો મુલક ખોયો ત્યારે આપણો મુલક જીતનારાઓએ આપણા વડવાઓને કહ્યું કે ગમે તો હમારો ધર્મ કબુલ કરો અને ગમે તો દેશ છોડી જાઓ. ગરીબ બીચારા જરથોસ્તીઓ! તેઓ હજારો વરસ થયાં જે મુલકમાં વસ્તા આવેલા, જ્યાં તેમના ન્યાગાનો દુન્યાંને હેરત પમાડે એવાં સહાસ કર્મો કરી ગયલા, તે છોડતાં તેમને કેવું દુઃખ થયું હશે! તેમનાં ઘેરબાર ને બાગ બગીચા અને મીલ્કત પારકાઓને હાથ ગઇ, તેમને તેની એક પૈ પણ મલી નહીં, આંગપરનાં કપડાં અને કંઈ જુજ રકમ સાથ ઇરાન વતનને છેલ્લી સલામ કીધી. હાયરે! અરે ઓ પ્યારાં ઇરાન! મુજના બાપદાદાઓનાં વતન, તારાં બચ્ચાંઓ આ પરમુલકમાં એક ન્યાયી, માયાલુ અને બુલંદ રાજ્યના છાંયા હેઠળ હાલ છે.

આ બળવાન અને ઇનસાફી રાજનેજ હમો હમારૂં પોતીકું સમજયે છીએ. જુઓ સાહેબો તે જરથોસ્તીઓએ પોતાની માલ મીલકત અને ઘરબાર પોતાના હાથમાં રહે અને હજારોની રકમોનું નુકસાન નહીં થાય એવી લાલચથી કદિ પણ પારકો ધર્મ એખત્યાર નહીં કીધો, પણ હાડમારી ભોગવતા, તણાતા ઘસડાતા હજારો કોસ દુર આવી પુગા. પોતાનાં સાચ્ચાં એકીન બતાવી આપ્યાં, અશો જરથુસ્તે જે દીન મહા રંજ લેઇ શીખવેલી તેની તરફ શીદાગીરી બતાવી તેને ખાતર કેટલું દુઃખ સોસ્યું ! કવચિતને ખુદા ના કરેને એવો ફરી વખત આવે તો આપણ ધર્મને ખાતર એમનો દાખલો પકડવાને આપણે પણ તત્પર થઇશું. એવું કહેવાય છે કે જ્યારે આરબો ઈરાનનાં તખ્તપર ચહડી બેઠા અને પછી યઝદેઝર્દને જે ગાદી વારસ હતો તેને બોલાવી પુછયું કે તું હવે છેલવેલું શું માંગે છે ? ત્યારે તેણે કહ્યું કે ઇરાન દેશમાં એક ઉજ્જડ જગા. પણ મગરૂર થાઓ ઓ જરથોસ્તી બીરાદરો ! આપણું ઇરાન એટલું તો ફળદ્રુપ અને આબાદ હતું કે આરબ પાદશાહનાં માણસોને એક ઉજ્જડ જમીનનો કટકો પણ મલ્યો નહી. એપરથી માલમ પડે છે કે ઇરાની પારસી પ્રજા ઘણી ઉદયોગી હતી, ખેતીવાડી ઘણી સારી થતી હતી, અને તેમાં કાંઇપણ શક નહીં, કારણ કે અશો જરથોસ્તે ખેતીવાડીનો ધંધો કરવાને ઘણી ભલામણ કીધી છે, કાંયજે તેપરજ તમામ દેશોનો આધાર છે. વળી એમ કહેવાય છે કે અશો જરથુસ્તના હાથમાં એક આતશ હતો કે જે ગેબી રીતે કંઈબી તેલ, લાકડાં કે કંઇપણ જાતનાં બળતણ વગર બલતો હતો, તે આતશ એને ખુદાઇ દરબારથી મલ્યો હતો, અને એ ખેડુત લોકો એટલે વાસ્ત્રિઓશપર મવક્કલ હતો. તેમજ આદર ગુશસ્પ એ આતશ રથએસ્તાર પર મવક્કલ હતો, જ્યારે આદર ફરોહબા આથ્રવન પર મવક્કલ હતો. કેટલાક નામીચા આતશોનો હેવાલ :—

(૧) આદર બુરઝીન મેહેર :—એ નામનો આતશ 'આદર મેહેર બુરઝીન'ના નામથી પણ ઓલખાય છે. એ આતશ વાસ્ત્રીઓશ યાને ખેડુત ઉપર મવક્કલ છે. પહેલવી બુનદેહેશ તથા ફારસી રેવાયતોમાં એને વીશે એવું જણાવેલું છે કે એ આતશ, હજરત અશો જરથુસ્ત, ગુશતાસ્પ પાદશાહની દરબારમાં લાવ્યો હતો અને તેની ખુબી એ હતી કે તે ખુશબોઈ કે બીજી કોઈબી ચીજ વગર બળતો અને કોઇબી ચીજથી બુજાઇ નહી જતો હતો. એની જગા રેવન્દ નામના પહાડ ઉપર મુકરર કરવામાં આવી હતી. અને તેથી અવસ્તામાં એ પહાડને માન સાથ યાદ કીધો છે.

(૨) આદર ફરોહબા :—એ આતશ વિષે એવું કહેવામાં આવેલું છે કે તે મોબેદો, દસ્તુરો તથા પહરેજગારો ઉપર મવક્કલ છે. એને આદર ફરાહને નામેથી ઓલખે છે. બુનદેહેશ નામની પેહેલવી કેતાબમાં એવું જણાવેલું છે કે, એ આતશને પેહેલવેહેલાં 'ઓક્સસ' (The river Oxus) નદીના કીનારાપરના 'ખારેજમ' નામના શેહેરમાં આવેલા 'ગદ્દમન્‌-હોમન્દ' નામના પહાડ ઉપર તખ્તનશીન કીધા હતા. જમશેદ પાદશાહનાં મરણ પછી એ આતશને જોહાકના હાથમાં જવાથી બચાવ્યો હતો. ગુશ્તાસ્પ પાદશાહના વખતમાં તેને 'ખારેજમ'માંથી ઉંચકીને કાબુલસ્થાનમાં આવેલા 'રોશન' નામના પાહાડ ઉપર લઇ જવામાં આવ્યો હતો, કે જ્યાં એ મજકુર આતશ બુનદેહેશના વખત સુધી મોજુદ હતો.

(૩) આદર ગુશસ્પ :—એ આતશને કેખશરૂ પાદશાહે 'બેહમન દેઝ' જીત્યા પછી તખ્તનશીન કીધો હતો. એ આતશ પેહેલવાનો તથા સીપાહીઓ ઉપર મવક્કલ છે. એ વીજલીના આતશને નામેથી ઓળખાય છે. શમસુલ ઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદી. બી. એ. ના 'આદર ગુશસ્પ'પર લખેલા રસાલાના આધારે એમ કહેવાઈ શકાય કે ઇ. સ. ની નવમી સદી સુધી એ આતશ રોશન હતો. એ કદીમ આતશની તવારીખ જાણવા માટે મારા વહાલા જુવાન્યાઓને હું ઉપલા લાયકીવાલા કાબેલ એરવદ સાહેબે 'આદર ગુશસ્પ'પર લખેલો રસાલો વાંચવાની ભલામણ કરૂં છું, કે જેથી કરીને ભવિષ્યમાં તેઓ (જુવાન્યાઓ) બીજા નામાંકિત આતશ કદેહો વિષે એવાજ કાબેલ્યત ભરેલા રસાલા લખી શકે.

(૪) 'નેરયોસંગ' :—એ પણ એક આતશ તથા ફરેસ્તાનું નામ છે. એ આતશ પાદશાહોના નામમાં બક્ષવામાં આવે છે, જેથી તેઓ દુન્યાને આબાદ કરવાનાં કામોમાં પોતાની હકુમત સારી રીતે ચલાવી શકે. ફરેસ્તા તરીકે એનું કામ દાદાર અહુરમઝદના પેગામો પહોંચાડવાનું છે.

(૫) 'મીનોકરકો' :—એ આતશ વિષે એવું જણાવ્યામાં આવ્યું છે કે તે દાદાર અહુરમઝદની નઝદીક હમેશાં રોશન રહે છે.

ધર્મ સમજાવતાં જરથોસ્તપર ઘણુંજ દુઃખ પડયું હતું. ક્રાઈસ્ટને ખીલા ઠોકી મારી નાંખ્યો. પણ જરથોસ્તે વળી કયાં પોતાનો પ્રાણ બીજા બદ-વ્યસની આદમીના હાથપર નથી ખોહયો? ક્રાઇસ્ટના વખતમાં તો દુન્યા થોડી ઘણી પણ સુધારામાં હતી માટે જંગલીઓ સાથ ક્રાઈસ્ટને ઘણી રકઝક કરવી નહી પડી હશે, પણ હજારો વર્ષપર જરથોસ્તને કેટલી રંજ ખેંચવી પડી હશે! જ્યારે બુરા આદમીઓએ જરથોસ્તને

ઘણો હેરાન કીધો, એની માલમત્તા લુટી લીધી, અને કહ્યું કે ધર્મ સમજાવવાનો છોડી દે, ત્યારે જરથોસ્ત કાકલુદી સાથે ખુદાતાલાને અરજ કરે છે, જે શબ્દો આપણને ઉસ્તવદ ગાથામાંથી મળી આવે છે. જ્યાં જરથોસ્ત બોલે છે કે "કામ્‌ને મોઇ જાંમ્ કુથ્રા નેમો અયેની..............માકમ્‌ના પ્રસ્વાહ્યતચા કમ્‌નાના અહ્મિ." એટલે "(ઓ અહુરમઝદ!) હવે હું કયાં જાઉં અને શું કરૂં?..............નથી મારી પાસે પૈસો ટકો કે નથી મારા પક્ષમાં ઘણા મદદગારો."

જ્યારે અહુરમઝદે આ જોયું ત્યારે જરથોસ્તનો તરત છુટકારો કીધો. વળી આપણા એ રાસ્ત પેગમ્બરને તમામ દેવોનો સરદાર કે જે અંઘ્રમઇન્યુ, તેના તરફથી પણ કેટલીક પટાવત થઇ, તેની બીના વંદીદાદની ૧૯ મી પરગરદમાં આવી છે તેનો સાર નીચે મુજબ આપ્યે છીએ. અંઘ્રમઈ-યુએ જરથોસ્તને લાલચ આપી બેમુલ ખજાનો બક્ષવા કહ્યું કે તું અમારી તમામ બદીઓને તોડનારી તારી યઝદાંપરસ્ત દીન શીખવવાનું મુકી દે. ત્યારે જરથુશ્તે સાફ ઘસીને ના પાડી અને તે પોતાનાં હથ્યાર લેઇને ઉઠયો અને તે અજમાવ્યાં કે તુરતા તુરત તમામ નાપેકારો દફે થયા. ત્યારે અંઘ્રમઇન્યુએ પુછયું કે આ હથ્યારો તું કયાંથી લાવ્યો. જરથુસ્તે જવાબ દીધો કે આ દુન્યા કે જે પહોલી, બહોલી, ગોળ, અને પાર કરવાને દુર પડે એવી છે તેમાં જબાર નામના પહાડમાંથી નીકળતી દરેજી નદીને કાંઠે આવેલાં મારા બાપ પોઉરૂશસ્પના ઘરમાંથી. હવે ઉપલા ફકરામાંથી માલમ પડશે કે જરથોસ્તે કહ્યુ કે દુન્યા ગોળ છે, એપરથી સાબેત થાય છે કે અસલી ઈરાનીઓમાં ખગોળ વિધ્યાનું જ્ઞાન હતું. ગાથાપરથી વળી વધુ એ સાબેત થાય છે કે પૃથ્વિ અધ્ધર છે. ત્યારે સાહેબો હું મારાં આસપાસનાં વાંચનને આધારે જણાઉં છું કે અસલી ઈરાનીઓ એકેએક હુન્નરમાં પ્રવિણ હતા. જો એકવીસ નુસ્ક બચ્યા હતે તો આજે યુરોપ્યન ઓલમાઓને કોઇપણ જાતનાં સાયન્સ માટે વધુ શોધ નહીં કરવી પડતે, એટલા આપણા બાપદાદાઓ સુધરેલા હતા. પારસી કોમમાં આપણને ખુદાતાલાએ જન્મ આપ્યો માટે આપણે ઘણા મગરૂર થવું જોઇએ, કે આપણ તમામ ફીલસુફી, અને સાયન્સ અને તબાબતમાં માહીતગાર એક પવિત્રમાં પવિત્ર, ફરેસ્તા કરતાં પણ ચહડતા પેગમ્બરનો ધર્મ માનનાર છીએ. આપણ બધા નામાંકિત કેખશરૂનાં બચ્ચાં છીએ. આપણ બધા બળવાન દારાયસ અને સાઈરસની ઓલાદના છીએ, આપણ બધા મહાત્મા ફરેદુનનાં ફરઝંદ છીએ. આપણ બધા આદેલ નોશીરવાનની બુની આદના છીએ. મરહુમ ઇરાનનો શેહનશાહ જ્યારે ઇંગ્લંડ ગયો ત્યારે તેને

ઘણું માન મલ્યું તે બધા અંગ્રેજો એમ સમજીને માન આપતા હતા કે પેલા એક વખત આખી દુન્યાપર સરદારી ભોગવી ગયલા દારાયસ અને સાઈરસની ઓલાદનો આ શેહનશાહ છે. પણ તેમને માલમ નથી કે તેમનાં ખરેખરાં બચ્ચાંઓ તો આજ જમાનાંની ગીરદેશમાં લપટાઇને પરમુલકમાં મુઠ્ઠીભર સંખ્યા જેટલા ગણાતા પેલા સહાસીક પારસીઓ છે. જરથોસ્તીઓની અસલી જાહોજલાલીથી બેખબરા પારસીઓ આજે શું મુંબઇમાં કે પ્રદેશમાં કોઇ રોણકદાર ઇમારત જોઇ હેરત થાય છે, પણ તેઓ જાણતા નથી કે તેમના બહાદુર નેઆગાનોનાં અસલનાં પુરાતમ બાંધકામો જોઇને મોટા મોટા મુસાફરો દાંતમાં આગલાં પકડે છે, કે હજારો વર્ષપર આવાં મજબુત, રોણકદાર અને ગંજાવર બાંધકામો કેમ થયાં હશે. પરસીપોલીસનાં બાંધકામો હાલની ઇમારતને ટક્કર મારે એવાં થયલાં છે. આજનો ઇરાની શહેનશાહનો મહેલ પુરાતન ઇસ્તખરની આગળ બે હાથ જોડે, આજની મુંબઈની આલબર્ટ અને એલીસ બીલ્ડીંગો, આજના વખતના વિકટોરયા તરમીન્સનાં સ્ટેશન અને ટાઉનહોલની ઉંચી ઇમારત, એક વખત પોતાના ગુંબજની ટોંચ ગગન સાથ ગરૂરીથી વાત કરતા ઉભા રહેલા તખ્તે જમશીદ આગળ કંઇજ બીશાદમાં નથી. ચેહેલ મીનાર અસલના બાહોશ પારસી ઇજનેરોની કાબેલ્યતનો એક વધુ દાખલો રજુ કરે છે. ફકત ત્રણજ આરસના પથ્થરનો એકેક મીનારો બાંધેલો કે જેમાંથી જેમ આરસીમાંથી મહોડું દેખાય તેમ દેખાય છે, એટલો તે આરસ ચલકે છે. પણ જે જમાનામાં એ ચેહેલ મીનાર બંધાયા તે જમાનામાં ઇરાન કે તેની આસપાસના મુલકોમાંથી એવી જાતના પથ્થર મળતા નહોતા, પણ છેક આફ્રિકાખંડના મિસર દેશ (ઇજીપ્ત)માં મલતા હતા. ત્યારે ત્યાંવેરથી એવો એકેક ભારી પથ્થર કેમ લાવ્યા હશે ? જેમ આજના વખતમાં આગબોટપરથી ભારી માલ ઉતારવાનાં યંત્રો છે, તેવાં તે વખતે પણ હોવાંજ જોઇએ. ત્યારે ઇરાની પારસીઓ કેટલા સુધરેલા હોવા જોઇએ. અસલ દરેકે દરેક હુન્નર ઇરાનીઓમાં ચાલુ હતા. આજે જે શહેર સુધરાઇના, તંદુરસ્તી જાળવવાના અને શુખ શાંતીના નિયમો મ્યુનિસીપાલ કાયદામાં છે, તે સઘળા આપણી વંદીદાદ કેતાબમાં છે. ગોલામબારગીનો પેશો કરનારને અંગ્રેજી રાજમાં મહા ગુનેહગાર ઠેરવ્યો છે તેજ માફક વંદીદાદમાં ગુલામબારગી કરનારને હંમેશ ને હંમેશ સુધી દોજખી ઠેરવ્યો છે. નિતિનીબાબદમાં પણ ઇરાનીઓ પહેલે નંબરે આવતા હતા. કોઇપણ જાતની અનિતી તેમનામાં ફેલાયલી માલમ પડી નથી. કોઇ પણ આદમીએ આપઘાત કીધેલો આપણને ઇરાનની તવારીખમાંથી

માલમ પડતો નથી. એ બધા પ્રતાપ અશો જરથોસ્તનાં શીક્ષણોને લીધે. હવે આપણ પાછા જરથોસ્તે જે જવાબ અંઘ્રમઇન્યુને આપ્યો તેપર આવ્યે. ત્યાં લખ્યું છે હથ્યાર, તે હથ્યાર તે શું? તે કંઇ ઢાળ તલવાર કે તીર કામઠાં નહીં, પણ 'યથા અહુવઇરયો'ની ઉત્તમ બંદગીના કલામ. એ કલામ એટલા તો એજમતી છે કે જો કોઇપણ આપ્ત વખતે એ અહુનવરના યાતો અષેમવોહુના કલામ સાબુત ઉસ્તવારીથી ભણ્યા હોય તો જેમ એક ઝનુની વરૂ એક હમેલદાર માતાનું પેટ ફાડીને તેનાં ફરઝંદના ટુકડે ટુકડા અને ફુરચેફુરચા કરે છે તેમ એ કલામો આપણી આપ્તના ચીરચેચીરયાં અને ટુકડેટુકડા કરીને પાંચ ગાઉ દુર મોકળી દેશે. જરથોસ્તી ધર્મમાં સૌથી પુરાતમમાં પુરાતમ બંદગી 'યથા અહુવઇરયો,'' 'અષેમવોહુ' તથા 'યેંઘહેતામ આઅતયેસ્તે' નામની ત્રણ બંદગીઓ છે. જો એ બંદગીઓ તમો ભણો તો હું ખાતરી આપું છું કે તમારી આપ્ત દુર થાય. પણ એ બધું કયારે થાય? જો તમારા વિચાર રૂડા હોય, તમારાં વચન સત્ય હોય, અને તમારાં કૃત્ય ભલાં હોય તોજ. ખરાબ નિષ્ઠાથી કીધેલી બંદગી ખુદાને ઠગવા જેવી છે. તે સર્વ શક્તિમાન ખુદા, અહુરમઝદ યસ્તમાં કહે છે કે 'નથી હું ઠગનાર યા નથી હું ઠગાનાર' તે ખુબ યાદ રાખવું. પગે માછલાં મારે અને મોઢે રામ પોકારે એવું થવું નહી જોઇએ. ઇશ્વર સર્વ વ્યાપક છે એતો સૌ કોઇ જાણે છે. ત્યારે એકગમથી બંદગી કરવી અને બીજીગમથી લુચ્ચાઇ કરવી તેનો ફાયદો શું, તે પ્રિય વાંચનારે પોતેજ સમજી લેવું. બંદગી કરતી વખતે નીચલા વંદીદાદના કલામ ખુબ યાદ રાખવા જોઇએ :—

"સૌથી સરસ ત્રણ ચીજ કે જે ૧) સારો વિચારેલો વિચાર, તથા ૨) સારૂં કહેલું વચન, તથા ૩) સારૂં કીધેલું કામ, એનેથી તમે કદિપણ દૂર ના થતા. સૌથી ખરાબ ત્રણ ચીજ કે જે ૧) ખરાબ વિચારેલો વિચાર, ૨) ખરાબ કહેલું વચન, તથા ૩) ખરાબ કીધેલું કામ, એનાથી તમે દૂર થજો''! વાંચનારા સાહેબો! આપણા બુલંદ ધર્મમાંથી એવા નિતાને લગતા કંઇ સંખ્યાબંધ કલામો મળી આવે છે. હવે હું જરથોસ્ત ઉપર પાછો આવું છું. એ એક પવિત્ર નર હતો એટલુંજ નહીં પણ એક ફરેસ્તો હતો, એક ફરેસ્તો હતો એટલુંજ નહી પણ એક ચહડયાતો ફરેસ્તો હતો, ચહડયાતો ફરેસ્તો હતો એટલુંજ નહી પણ ચહડયાતા ફરેસ્તાઓમાં પહેલે દરજજેનો હતો, ચહડયાતા ફરેસ્તાઓમાં પહેલે દરજજેનો હતો એટલુંજ નહી પણ એક અમશાસ્પંદ હતો, એક અમશાસ્પંદ હતો એટલુંજ નહી પણ ખુદાથી ઉતરતોજ જરથોસ્ત. ડાહાપણ, દુરઅંદેશી, શક્તિ, વગેરેમાં

એ ખુદાની બરાબર, પણ ફરક એટલો કે ખુદા પોતે પોતાની કુદરતે પેદા થયો, જ્યારે જરથોસ્ત ખુદાથી પેદા થયો. માટે યાદ રાખજો જુવાન્યાઓ કે આવા તમારા પ્રખ્યાત પેગમ્બરનું નામ અને તેનો ધર્મ કે જે સૌથી પુરાતન છે તે, તમારી કાળજીની ગેરહાજરીમાં નાબુદ નહીં થાય. તમારી આંખ આગળનો ગુમરાહીનો પરદો ચીરી નાખો, તમારી બેદરકારીની ઉંઘમાંથી બીદાર થાવો, તમારી આંખો ચોળો, જાગૃત થાવો, તૈયાર થાવો, અને જરથોસ્તી ધર્મજ્ઞાન મેળવો. યાદ રાખજો ઓ તમે જુવાન્યાઓ, કે ભવિષ્યમાં આવતી ઓલાદના પિતા તમે બધા થનારા છઓ. માટે જો તમે તમારાં ફરઝંદોને ધર્મ કેળવણી નથી આપી, તો જરથોસ્તી ધર્મને જે સોશવું પડશે તેનો ઠપકો તમારે શીર આ તેમજ ભવિષ્યની જીંદગીમાં ચોંટેલો રહેશે. ધર્મપર તમામ આલમનો આધાર છે. ધર્મ શું છે? આ દુન્યાંની સૌથી સરસ ચીજોમાં જે પહેલ્લો દરજ્જો ભોગવે છે, તે ધર્મ છે. અને તેટલા માટે ઓ બુજોર્ગ ઓલાદના જુવાન્યાઓ, ધર્મ શીખવાની તથા સમજવાની મોટી ફરજ છે. ધર્મ વડેજ મનુષ્ય માત્રનું જીવતર છે. ધર્મ નિતિનું મૂળ છે. ધર્મથી મનુષ્ય મુનવ્યગીરીમાં આવે છે, અને ધર્મથીજ ખુદાતાલાની પીછાન થાય છે. ઇનસાનને પોતાનાં કરતુક મુજબનું ફલ ચાખવાની વકી ધર્મથીજ છે. મરણ પછીની હાલતનો વીચાર તથા બેહેસ્ત અને દોજખનાં બ્યાનના ચિતાર મનુષ્યને ધર્મેજ જણાવ્યા છે. ધર્મ એ પાક યઝદાં સાહેબનો કાયદો છે, અને તે કાયદાને માન આપનાર ખોદા તાલાની દરબારમાં સુર્ખરૂ રહે છે. આ દુન્યામાં મુસાફર તરીકે આવેલા આદમને પોતાનું સદાનું સુખ મેલવવા તથા પોતાના પેદા કરનારને મલવા કરતાં બીજું શું વધારે હોય?

આ દુન્યામાં આપણ દુઃખ ભોગવ્યે તેની કાંઈ ચિંતા નહીં. આ દુન્યામાં દરેક પ્રાણીને થોડું કે ઘણું દુઃખ ભોગવવું સરજેલું હોય છે. નસીબવાન તેજ શખસ કે જે પોતાનાં મરણ પછીનું સુખ હાંસેલ કરવા પામે. આપણો ધર્મ આપણને બેહેસ્તની ઉમેદ આપે છે. તે આપણું તારણ કરવાને તથા દોજખથી છોડવવાને સધળી રીતે શક્તિવાન છે, આપણાં તારણનો જામીન છે, તે ખોદાઈ દરગાહમાં પેહેલ ભોગવવાનો હક ધરાવે છે. ખોદાઈ દરગાહનો તે આપણો વકીલ છે, અને તેનીજ બાંહેધરી હેઠળ આપણે એ પવિત્ર દરબારમાં જવાના છીએ. તેની સાહેતા વિના આદમ લાચાર! તેજ આપણો વિશ્વાસુ ભોમ્યો! તેજ આપણાં દુઃખમાં ખરો હમશરીક! તેજ આપણી ઉમેદનો આધાર! હવે એથી આપણને શું વધારે બેહેતર છે? આપણા ધર્મ સિવાય એવું કયું બીજું છે કે જે આપણને તે કિતારની નજ-

દીક પહોંચાડવાનો દાવો કરે? જે ધર્મ આપણને સદાની પાદશાહી બક્ષવાનો, તેને આપણે કેવાં માનથી પાલવો જોઇએ? તેને માટે આપણ નહી શું કર્યે? જે કર્યે તે થોડું છે. માટે, મારા હમદીનો! આપણા ધર્મને પાછો ખીલવવાને વાસ્તે હવે જલદીથી તમો કોશેશ કરો, કે તેથી પાક યજદાંની નઝદીક તમો પ્યારા થાવો. ઓ તમે કિર્તીવાન જરથોસ્તીઓ! તેમાં મુખ્ય કરી ઉધરતા જવાન ગ્રહસ્થો! હવે તમે બીદાર થાવો, તમારા એકીનના ચેરાગને વધારે રોશન કરો, તમારી સુસ્ત લાગણીને ઉશ્કેરો અને પાક, બેશક માઝદયસ્ની દીનનાં ભલાં ખાતર કોશેશ કરવાની કમ્મર બાંધો, કે જેથી દાદગર અશો અહુરમઝદ તમારી ઈજ્જતમાં વધારો કરે, તમારા ધંધા રોજગારમાં બરકત થાય, તમારી આલઓલાદનું વધવું બને, તમારી જે જે હરકતો તથા ખરાબીઓ હોય તે નાબુદી પકડે અને સેવટે મીનોઈ જેહાનમાં હમેશનાં સુખની આશાએશ ભોગવવાનો એક મોટો તોશો બને!

જેમ આપણ યઝદ અમશાસ્પંદોની આરાધના કર્યે છીએ, તેમ જરથોસ્ત જેવા પવિત્ર રવાની પીરમરદની પણ કરવીજ જોઇએ. દરેક જરથોસ્તી પઢે છે કે 'જસમે અવંઘહે મઝદ' એટલે 'અય દાદાર મારી મદદને માટે તું પહોંચ.' તે સાથે એમ પણ પઢવું જોઇએ કે 'જસમે અવંઘહે જરથુસ્ત્ર' એટલે 'અય તું (પવિત્ર) જરથુસ્ત મારી મદદને માટે તું પહોંચ.' એમ કરવાનું કારણ એ કે દાદારથી ઉતરતો દરજ્જો જરથોસ્તનોજ છે. માણસોમાં એકલા જરથોસ્તનીજ ખુશનુમન છે. જરથોસ્તને ખુર હતું. જરથોસ્તે અહુરમઝદની હમાજોર લીધી હતી, જરથોસ્તે અશીશવંઘ ફરેસ્તા સાથ બગલગીરી કીધી હતી. એવો એ પવિત્ર ને પાક હતો કે યઝદ અમશાસ્પંદો એના હોઠનું ચુંબન કરતા. માટે જરથોસ્તની પણ બંદગી થવીજ જોઇએ. દરેક બંદગી વખતે ખુદા પછી એને તરત યાદ કરવો જોઇએ. એનાપર આપણે આપણો જાન ફીદા કર્યે, ખુરબાન કર્યે, જે થાય તે કર્યે. તમામ દુન્યા શરીર છે અને એ આત્મા છે. એ ખુદાનો પસંદ કીધેલો છે. એની લાવેલી માજદયસ્ની દીન આફતાબ જેવી રોશન છે. એની દીનથી દુન્યામાં જ્ઞાનની રોશની પંથરાઇ. એના આવ્યાથી તમામ ભેદોના ગાંઠ છુટા થયા અને એણે આલમને ખુરશેદ જેવી નુરમંદ કીધી. એણે દુન્યાનું તારણ કીધું, એણે મોક્ષ કેમ મેલવવો તે શીખવ્યું, એણે બેહેસ્તનો રસ્તો બતાવ્યો. હવે એથી વધારે તમને શું જોઇએ છે? માટે માનો માનો, કબુલ રાખો એની દીન, ઉસ્તવાર ઉભા રહેવો એની દીનપર. આપણી દીન તદ્દન નિર્મળ છે. આવું ઉત્તમ ગવહર, આવો બેમુલો ખજાનો, આવું અમૂલ્ય રત્ન

આપણા બાપદાદાઓ આપણને વારસા તરીકે આપી ગયા છે, તેનો ઉપયોગ કરો અને આય 'સરાયે સેપંજી'માંથી જે દહાડે કુચ કરો તે દહાડે ઉત્તમ સુખ મેલવવાને યત્ન કરો. કયાની જુસ્સાનાં લોહીથી તમારી રગો ભરો. જાનફેશાની કરો જરથોસ્તનાં રૂહપર. એ નહી આવ્યો હતે તો આજે દુન્યા કેવી અંધકારમાં રહી હતે? અય જરથોસ્ત તું પવિત્ર ને પાક! હજારો હજાર દરૂદ અને આફરીન તારાં નેક રૂહપર હોજો. તેં અમોને નેકીનો રસ્તો બતાવ્યો. તું અંધારી રાત્રે અમારો મસાલચી થયો અને તે મસાલનાં તેજે બેહેસ્તનું ઉત્તમ સુખ ચાખવાનો ઉપાય બતાવ્યો. અય સાચ્ચા અને ભલા, તારો ઉપકાર કેમ વાલીશું! અગરજો આ માહરાં આખાં શરીરપર ખુદાતાલા જબાન ઉગાડે અને તે બધી જીભોથી તારી સ્તુતી બેહદ જમાના સુધી કરૂં તોબી તારો પાડ નહીં વળે. તારી ભલાઇનાં બ્યાન લખવાને મારી કલમ અશક્ત છે. બીનસ્વાર્થે તેં અમારી રાહબરી કીધી. તમામ હફ્ત કેશ્વરપર તારી દીન ફેલાવો.

ઓ જુવાન્યાઓ! હવે વધુ વખત ના ખોવો. તમે આય જાણતા તો હશોજ કે આપણા લોકો પેટભરૂ ભાષા શીખાડવા પછવાડે હજારો રૂપ્યાનો ખરચ કરે છે, અને આપણો ધર્મ શીખાડવા પછવાડે તેમાંનો એક ભાગબી ખરચ કરતા નથી; એ શું આપણ લોકોની મોટી ભુલ નથી? જેમ દુન્યાઇ ધંધાને સારૂ ખરચ કરી બાલકોને કેળવણી અપાય છે તેમજ જો મીનોઇ ધંધાને સારૂબી સરખો ખરચ કરવામાં આવે તો, તેથી ધર્મ બાબે ઘણોજ મોટો સુધારો થાય, અને વળી તે સાથે સારી હાલત ભોગવી, પેલી દુન્યામાં પાક યઝદાંની સન્મુખ હસ્તે મહોડે ઉભું રહેવાનું બને. એથી બીજું આપણ લોકોને શું જોઇએ છે? જો તમો અશો જરથોસ્તની નઝદીક પ્યારા ગણાવા માંગતા હોવો તો ધર્મ કેળવણી તમામ પારસી સ્કુલોના તમામ વર્ગોમાં દાખલ કરાવવાની બનતી કોશેશ કરો.

અગર જો આ જગતનાં તમામ ઝાહાડોના પાતરાં કાગજો બને, અને તે સાથે દુન્યાના સઘળા દરયાઓની શાહી બને, અને કુલ પૃથ્વીનાં જંગલોનાં ઝાહાડો તથા વાંસોની અગરજો કલમ બને, અને તમામ જેહાનના ઈનસાનો લખનારાં બને, અને જ્યારથી દુન્યા શરૂ થઇ તે દિવસથી તે આખરી જમાના સુધી તે બરહક તથા અશોઈ ભરેલા પેગમ્બરની વખાણ કરવાની જારી થાય તોબી આપણી પાક માજદયસ્ની દીનના સરદારની તારીફના સો હીસ્સા મધેનો એક ભાગબી પુરો થએલો ના સહમજતા. કાંયજે તે સાહેબની વખાણ, દાનાઈથી તથા અક્કલથી પુર થયલા દાનાવોબી પુરતી રીતે કરી શકયા નથી. આય ફરતું આસમાન જે આટલી બુલંદીએ મહોંચ્યું છે તે હજરત

જરથોસ્તની બુઝોર્ગીના સબબથીજ જાણવું, તથા ફરેસ્તાઓમાં જે દાનાઈનું ગૌહર દીપે છે તે પણ આપણી ખાલેસ દીનના પેગમ્બરના પ્રતાપથીજ સમજવું.

જરથોસ્ત આ દુન્યાનો ગુરૂ છે, જ્યારે અહુરમઝદ પેલી દુન્યાનો સરદાર છે.

જરથોસ્તી સાહેબો! આપણ કુસ્તી કરી રહીને શું ભણ્યે છીએ? તે અવસ્તાપરથી સાબેત થાય છે કે જરથોસ્તી દીન ઉત્તમમાં ઉત્તમ છે. દાહડામાં આપણ તે અનેક વખત ભણ્યે છીએ અને તે વખત કેવો એકરાર કરયે છીએ તે જુઓ. આપણ ભણ્યે છીએ કે "જસમે અવંઘહે મઝદ. મઝદયસ્નો અહ્મી. મઝદયસ્નો જરથુસ્ત્રીશ ફ્રવરાને આસ્તુયે તસ્ચા ફ્રવરે તસ્ચા" વગેરે આગળ વધુ ભણ્યે છીએ. એનો અર્થ નીચે પ્રમાણે છે:—

"ઓ દાદાર અહુરમઝદ તું મારી મદદને માટે પહોંચ. હું માઝદયસ્ની છું. માઝદયસ્ની જરથોસ્તી તરીકે માઝદયસ્ની દીનની વખાણ કરનારો તથા તેની ઉપર એકીન લાવનાર તરીકે થવાને હું પસંદ કરૂં છું; નેક વિચારેલા વિચારને હું વખાણું છું, નેક બોલેલા સખુનને હું વખાણું છું તથા નેક કીધેલાં કામને હું વખાણું છે. ભલી માઝદયસ્ની દીન કે જે ઝઘડો મટાડનારી, હથ્યાર છોડવનારી, પોતાવતપણું આપનારી તથા રાસ્ત છે તેને હું વખાણું છું. હાલમાં જેટલી દીનો મોજુદ છે તથા હવે પછી થશે તેઓમા સૌથી મ્હોટી, સૌથી સરસ તથા સૌથી શ્રેષ્ટ જે દીન છે તે હોરમઝદી જરથોસ્તી દીન છે." વગેરે.

હવે આપરથી ખાતરી તો સંપુર્ણ થઈ હશે કે જરથોસ્તી દીનનો મરતબો કેટલો બુલંદ છે. વંદીદાદની ત્રીજી પરગરદમાં જણાવ્યા પ્રમાણે માજદયસ્ની દીનની ખુબી એ છે કે તે ગોલામગીરી કરવાના, જુઠું બોલવાના, જાદુ ચલાવવાના, સચ્ચાઈ તોડવાના, નસાને જાળવી રાખવાના, માફ નહી થઈ શકે એવાં ગુનાહનાં કામો કરવાના, કરજ કરવાના તથા એવીજ કીસમનાં બીજાં કામો કરવાના ગુનાહમાંથી માણસને પરહેજ રહેવાને શીખવે છે. જે પ્રમાણે દક્ષિણ તરફથી ફુંકતો પવન વાતાવરણને તદ્દન સાફ કરી નાંખે છે, તે પ્રમાણે માઝદયસ્ની દીન અશો માણસના તમામ ખરાબ વિચાર, ખરાબ વચન તથા ખરાબ કામોને તેના દીલમાંથી બાહાર કાહાડી નાખે છે. વળી ઈજસ્નેના ૧૨ મા હામાં તથા વીસ્પરદનાં ૭ મા કરદામાં જણાવે છે કે, એ દીન, દેવ, જાદુ, બુતપરસ્તી તથા ખોટા વહેમોનો નાશ કરનારી, રાસ્તી શીખવનારી, દુન્યાની વૃધ્ધિ, આબાદી તથા ફાયદો કરનારી છે. વળી વંદીદાદની

પાંચમી પરગરદમાં એક એવો સવાલ પુછેલો છે કે, જરથોસ્તી દીન બીજી તમામ દીનો કરતાં મહોટાઈ, ખુબી તથા શોભાની બાબદોમાં કેટલી વધારે ચહડતી, વધારે સારી તથા વધારે સોહામણી છે? એના જવાબમાં એવું જણાવ્યામાં આવ્યું છે કે, જે મિસાલે "વોઉરૂ-કપ" નામનો દરયો બીજા બધા દરયા કરતાં વધારે મહોટો છે તથા જે પ્રમાણે એક મહોટું ઝાડ બીજાં નહાનાં ઝાડોને પોતાના છાયામાં ઢાંકી નાખે છે, તથા જે પ્રમાણે આસમાન તમામ જમીનને આસપાસ ઘેરી લે છે, તે પ્રમાણે જરથોસ્તી દીન પોતાની મહોટાઇ તથા ખુબીની બાબદમાં બીજી તમામ દીનોને ઢાંકી નાખે છે.

સેવટે હમો દરેક જરથોસ્તીને વિનંતી કર્યે છીએ કે અગર જો ધર્મ તરફ શીદાગીરી બતાવતાં કોઇ અધર્મી અને લુચ્છાઓ તેમને પજવે યા હશી કરે તો તેથી મુદ્દલ ડરવું નહીં, પણ તેમ તેમ ધર્મ ઉપર વધારે જાનફેશાની કરવી. જેઓ ધર્મની હશી કરે છે તેમને માલમ નથી કે તેમની પોતીકી હશી થાય છે. આ દુન્યા તો ત્રણ પાંચ દહાડાની છે પણ પેલી દુન્યામાં તો પછી હંમેશને હંમેશ સુધીજ રહેવાનું છે, માટે ફિકર નહીં. જેબી કાંઈ ધર્મને ખાતર તમો તાણા ખમશો, જેબી કાંઇ ધર્મને ખાતર તમો દુઃખ સોસશો તે સઘળાંનો બદલો મીનોઇ જેહાનમાં દાદાર વાળી આપશે, અને અશો જરથોસ્તની ગોદમાં જઇ તમે પડશો.

